# THE SADVARTANA.

BY

GOVIND SHANKAR SHÁSTRI BÁPAT.

*Registered under Act XXV of 1867.*

Bombay;

PRINTED AT THE SUBODHA-PRAKASH PRESS.

1888.



Price 1 Rupee.

# સદ્વર્તન.

આ પુસ્તક

ગોવિંદ શંકર શાસ્ત્રી બાપટ.

એમણે

તૈયાર કરાવી પ્રસિદ્ધ કર્યું.

દોહરો.

સદાચરણ ચિત રાખતાં, સત્ય ભાખતાં સાર;
સદા ચરણ ચિત હરિતણાં, રહુરે તરે સંસાર.

મુંબઇ:

"સુબોધપ્રકાશ" છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૮. સંવત્ ૧૯૪૪.



કીમત ૧ રૂપીઓ.

# પ્રસ્તાવના.

અંગરેજીમાં 'સામ્યુઅલ સ્માઇલ્સ' નામે પ્રસિદ્ધ ગ્રંથકારની છટાદાર કલમથી લખાએલું 'કૅરેક્ટર' નામનું અત્યુત્તમ પુસ્તક વાચતાં તેવા પ્રકારનું પુસ્તક આપણી ભાષામાં હોય તો સારૂં, એમ જણાયાથી ઉપર કહેલાં અંગરેજી પુસ્તકને આધારે 'સદ્વર્તન' નામનો જે મરાઠી ગ્રંથ લખાએલો છે. તેનું આ ગુજરાતી ભાષાંતર સદ્ગૃહસ્થો આગળ મૂકવામાં આવે છે. મૂળ (અંગરેજી) પુસ્તકના પ્રમાણમાં આ ઘણું નાનું થયું છે. વળી તે દેશમાંના વિદ્યાપ્રસાર, ઐશ્વર્ય, ઉદ્યોગ અને મુખ્યત્વે કરીને ચરિત્રોની નોંધ ઇત્યાદિ ગુણોને લીધે ત્યાં ગમે તે વિષય ઉપર જેમ તેટલાં ઉદાહરણો સહજ મળી શકે તેમ હોવાથી તે ગ્રંથ ઘણોજ મોટો થયો છે. 'ગ્રંથાવલોકન' ને 'દાંપત્ય' એ બે ભાગ જેમ મૂળ ગ્રંથકારે ઉદાહરણોથી સુશોભિત કરી મૂક્યા છે. તેમ અત્રે કરતાં કઠિન પડે તેમ છે.

એ કારણને લીધે આ પુસ્તકમાંના સર્વ ભાગ એક સરખા થયા નથી. મૂળ પુસ્તકના કર્તાએ પૂર્વે થઇ ગએલા તેમજ સાંપ્રત કાળના પુરુષોનાં અનુકરણીય ઉદાહરણો આપ્યાં છે. કેમકે દૃષ્ટિસન્મુખનાં ઉદાહરણોનું વિશેષ માહાત્મ્ય છે. એજ વાત મનમાં આણીને આપણામાંના કેટલાક પ્રસિદ્ધ પુરુષોનાં નામો આ ગ્રંથમાં ઉદાહરણાર્થે આપેલાં છે.

યુરોપખંડમાં રાજ્યવ્યવસ્થા ને વિદ્યાપ્રસાર એ સુધારાને શિખરે પહોંચ્યાથી, તે તરફના લોકોને બુદ્ધિ, વિદ્યા, શૌર્ય, આ-

તુર્ય ઇત્યાદિ ગુણો દર્શાવવાના અનેક પ્રસંગો આવે છે; તેને લીધે ત્યાં જેમ હાલ વિદ્વાન્, બુદ્ધિમાન્, શૂર, રાજ્યધોરણી એવા પુરુષોનાં અનેક ઉદાહરણો મળી આવે છે, તેમ અહિંયા મળતાં નથી. એ કારણથી કાલમાન પ્રમાણે ને દેશ સ્થિતિને અનુસરીને જે ઉદાહરણો અનુકરણીય લાગ્યાં તે આમાં લીધેલાં છે. કોઇ એમ કહે કે દૃષ્ટાંત સર્વાંશે નિર્દોષ હોવા જોઇએ, તો તે કહેવું યોગ્ય નથી. સર્વથા દોષ રહિત એવો મનુષ્ય કોણ છે? જેનામાં જે સારા અનુકરણીય ગુણો છે તેમાટે તેની પ્રશંસા કરવી કિંવા તેનું અનુકરણ કરવું એ યોગ્ય છે. મૂળ ગ્રંથકારનો પણ એજ ઉદ્દેશ જણાય છે; કેમકે તેણે જે ઉદાહરણો આપ્યાં છે તે સર્વથા નિર્દુષ્ટ હોય એમ લાગતું નથી.

'કયારેકટર' એ અંગરેજી શબ્દમાં ઘણા અર્થનો સમાવેશ થાય છે. અર્થમાં તદ્દન તત્સદૃશ એવો ગૂજરાતી શબ્દ મુશ્કેલાઈથી મળી આવે તેમ છે, તથાપિ ઘણે અંશે 'સદ્વર્તન' શબ્દ તેને મળતો લાગે છે માટે આ પુસ્તકને 'સદ્વર્તન' નામ આપેલું છે.

મરાઠીમાં લખાયલું 'સદ્વર્તન' પુસ્તક ઘણું લોકપ્રિય થઇને થોડા વખતમાં તેની બે આવૃત્તિ નીકળી ચૂકી. મૂળ અંગરેજી પુસ્તકનું શબ્દશઃ ભાષાંતર કરવાને બદલે તેમાંનો સાર લઈને તે નમૂના ઉપર સ્વભાષામાં પુસ્તક લખવું એ માર્ગ વધારે સારો છે, એવું ઘણા વિદ્વાનોનું મત છે. તેને અનુસરીને, ગૂજરાતીમાં પણ તેવું પુસ્તક ઘણું લાભકારી નીવડે એવી સૂચના મારા કેટલાક સ્નેહીઓ તરફથી થવાથી મારા મરાઠી પુસ્તકનું ભાષાંતર બહાર મૂકવા ઇચ્છા થઈ. આ ગૂજરાતી ભાષાંતર ગુર્જર ભાષાના ઉત્તમ વિદ્વાન્ ગ્રંથકારો રા. રા. જવેરીલાલ ઉમિયા-

શંકર યાજ્ઞિક તથા રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી વિગેરે ગૃહસ્થોને દેખડાવતાં તેઓએ કૃપા કરી આખું પુસ્તક વાંચી જવા તસ્દી લીધી તથા તેની ઘણી પ્રશંસા કીધી, તેથી ગૂજરાતી વાચક વર્ગના હિતાર્થે આ છપાવી પ્રસિદ્ધ કરવાની ઈચ્છા વધારે દૃઢ થઈ. મરાઠી પુસ્તક પ્રમાણે આ પુસ્તક પણ લોકપ્રિય થઈને બીજી આવૃત્તિનો પ્રસંગ શીઘ્ર આવશે તો જરૂર એમાં વધારે સુધારો વધારો કરવાને પણ બની આવશે.

આ ગૂજરાતી ભાષાંતર કરવામાં સર્વ પ્રકારની મદદ મારા વિદ્યાર્થી અને મિત્ર એક ગૂજરાતી ગૃહસ્થ રા. રઘુનાથ શાકર, એમણે કરી એમાટે તેમનો હું ઘણો આભારી છઉં. તેમજ રા. વિઠ્ઠલદાસ રાજારામ દલાલે પણ શુદ્ધાશુદ્ધ જોવા તપાસવામાં મદદ આપી તેમાટે તેમનો પણ બહુ ઉપકાર માનુંછું.

આ પુસ્તક છપાવવાના કામમાં અત્રેના શ્રીમાન્ અને પ- રોપકારી વ્યાપારી ગૃહસ્થ શેઠ કાનજીભાઇ ધરમશી અને બીજા કેટલાક સદ્ગૃહસ્થોએ દ્રવ્યસંબંધી મદદ આપી છે તેમાટે આ પુસ્તક સંબંધે તેઓનો પણ મોટો ઉપકાર થયો છે.



# સદ્વર્તન.

## અનુક્રમણિકા.

# સદ્વર્તન.

## ભાગ ૧.

## સદાચરણમહાત્મ્ય.

यत्कर्म कुर्वतोस्य स्यात्परितोषोन्तरात्मनः ॥
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥ मनुः ॥

અર્થઃ—જે પ્રયત્નને યોગે સત્કર્મ કર્યાથી આપણો આત્મા સંતુષ્ટ થાય તે પ્રયત્ન કરવો. પણ એથી ઉલટું પરિણામ નીપજે તો તેનો ત્યાગ કરવો. (મનુ.)

સદ્વર્તન એ મનુષ્યને ઐહિક અને પારલૌકિક સુખ પ્રાપ્ત કરી લેવામાટે સર્વથી શ્રેષ્ઠ સાધન છે. મનુષ્યમાં સદ્વર્તન જેવી બીજી કોઈપણ ઉત્તમ વસ્તુ નથી. બીજાં પ્રાણીઓ કરતાં મનુષ્યવર્ગ કેટલો ચઢિયાતો છે, એ સદ્વર્તનથી માલમ પડે છે. સુખનાં બીજાં ઘણાં સાધન હોય, તોપણ સદ્વર્તનવિના ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી. ખરેખરા સદાચરણી તે સાથે ઉદ્યોગી, પ્રામાણિક તથા ઉદાર મનુષ્યોવિષે લોકોના મનમાં પોતાની મેળે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે. આપણને એમ લાગે છે કે તેવા સદાચરણી મનુષ્યો જે કહે તેપર વિશ્વાસ રાખવો, અને તેઓ ચાલે તે પ્રમાણે ચાલવું. કિંબહુના જગત્માંનો સર્વ સદ્વ્યવહાર સદાચરણી મનુષ્યોને યોગેજ થાય છે, એમ કહેવામાં કંઇપણ હરકત નથી. જ્યાં સદાચરણી મનુષ્યોનો વાસ ન હોય તેવા સ્થાનમાં રહેવું એ નરકવાસની બરાબર છે.

બુદ્ધિમાન્ મનુષ્યોની આપણે પ્રશંસા કરીએ છીએ, પણ સદાચરણી મનુષ્યોવિષે આપણા મનમાં જેવી પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે. તેવી બુદ્ધિમાન્‌વિષે ઉત્પન્ન થતી નથી. બુદ્ધિમાનપણું એ પોતાની મેળે પ્રાપ્ત થએલું હોય છે; તેનું હોવું કે ન હોવું એ મનુષ્યને સ્વાધીન નથી, પણ સદાચરણ મનુષ્યને સ્વાધીન છે. જગત્‌માં બુદ્ધિ કરતાં સદાચરણનો ઉપયોગ ઘણો થાય છે. મનુષ્યમાં જેવી બુદ્ધિ, તેવા લોક સમુદાયમાં બુદ્ધિમાન્ લોક અને મનુષ્યમાં જેવું સદાચરણ, તેવા લોક સમુદાયમાં સદાચરણી મનુષ્ય. બુદ્ધિમાનની લોકો પ્રશંસા કરે છે, પણ સદાચરણી મનુષ્યનું તો લોકો અનુકરણ કરે છે.

જગત્‌માં મોટા લોક ઘણાજ થોડા હોય છે, તથાપિ મોટાઇની સર્વને અપેક્ષા હોય છે. મોટાઈ પ્રાપ્ત કરી લેવાનો પ્રસંગ દુનિયામાં ઘણા થોડાનેજ આવેછે, પણ બુદ્ધ્યનુસાર પ્રામાણિકપણાથી તથા સદાચરણથી વર્તવું એ સર્વને સ્વાધીન છે. પરમેશ્વરે આપેલાં ગુણોનો સદુપયોગ કે દુરુપયોગ કરવો એ પ્રત્યેક મનુષ્યને સ્વાધીન છે. પ્રાપ્ત થયેલી સ્થિતિપ્રમાણે અત્યુત્તમ વર્તન કરવું એ માણસના પોતાના હાથમાં છે. યત્કિંચિત્ કાર્ય કરવાનું હોય, તોપણ સત્યતા, પ્રામાણિકપણું તથા વિશ્વાસ, એ ગુણો તેમાં દર્શાવી શકાશે. સારાંશ ઈશ્વર ઇચ્છાથી જે સ્થિતિ પ્રાપ્ત થઈ હોય તેમાં સંતોષ માનીને પોતાનું કર્તવ્યકર્મ કરવું એ પ્રત્યેક મનુષ્યને સ્વાધીન છે.

આપણું કર્તવ્યકર્મ કરવું એ શબ્દો સાધારણ દેખાય છે, પણ એમાં સદાચરણથી વર્તીને જન્મનું સાફલ્ય કરવું એ વાતનો સમાવેશ થાય છે. આપણું કર્તવ્યકર્મ કરવું એમાં મોટું શૌર્ય દેખાતું નથી, પણ શૌર્યની જરૂર જગત્‌માં થોડાનેજ હોય છે.

પોતાનું કર્તવ્યકર્મ કરવામાં મનુષ્ય નિરંતર લક્ષ લગાડે તો તેણે કરીને તેની યોગ્યતા વધે છે એટલુંજ નહિ, પણ તે સંસારમાં આવતાં અનેક વિઘ્નોથી પોતાનો બચાવ કરી શકે છે. કર્તવ્ય-કર્મ દરેક મનુષ્યની પછવાડે લાગેલુંજ છે. તે ઉત્તમ રીતથી કરવું, એજ ઉત્તમ સંસાર છે. જે સદ્‌ગુણથી સુખ પ્રાપ્ત થાય, તેજ ગુણ હિતાવહ છે. તેનો ઉપયોગ થતાં તે ઘણા દિવસ લગણ મનમાંથી ખસતો નથી. સાધારણ સર્વ મનુષ્યો જેને સંપાદન કરી શકતા નથી, તેવા ગુણથી જ્યારે મનુષ્યની પ્રશંસા થાય છે, ત્યારે તે ગર્વિષ્ટ થઈને કુમાર્ગતરફ વળણ લેશે એવું ભય રહે છે. કોઇપણ મનુષ્યની ખરી યોગ્યતા તેના રચેલા ગ્રંથો-પરથી અથવા સભામાં આપેલાં ભાષણોપરથી, અથવા તેની મોટી પદવીપરથી જણાતી નથી. તે જાણવાની ઇચ્છા હોય તો તે પોતાના ભાઇબંધ, અને ઇષ્ટમિત્રો સાથે કેવી રીતે વર્તે છે, તથા રોજનાં સાધારણ કામો કેવી રીતે કરે છે તે જોવાથી જાણી શકાશે. કર્તવ્યકર્મ તરફ લક્ષ દીધાથી સંસારમાંનાં સાધારણ કામો મનુષ્ય સરળ રીતે કરેછે, એટલુંજ નહિ, પણ તેથી ઘણાક વિકટ પ્રસંગે તેનામાં ધૈર્ય આવીને તેનું સદ્વર્તન છૂટતું નથી. એવા મનુષ્યો પાસે સંપત્તિ ન હોય, વિદ્યા ન હોય, તથા મોટો અધિકાર પણ ન હોય, તોપણ મનની સ્થિરતા, સત્ય અને સદ્વ-ર્તન, એજ તેમની સંપત્તિ છે. મનોભાવથી પોતાનું કર્તવ્યકર્મ કરવાનો જે યત્ન કરે છે, તેણેજ પોતાના જન્મનું સાર્થક કીધું એમ કહેવાય. તેજ ખરો શૂર કહેવાય. જગત્‌માં એવા ઘણા મનુષ્યોનો સંભવ હોય છે કે જેઓની પાસે સદ્વર્તનવિના બીજી કાંઇપણ સંપત્તિ હોતી નથી; તથાપિ તેટલાથીજ તેઓ રાજા કરતાં શ્રેષ્ઠ ગણાય છે.

સદ્વર્તનનેમાટે મનુષ્યમાં મોટી બુદ્ધિ કે વિદ્યાની આવશ્યકતા જોઈતી નથી. નીતિશાસ્ત્રકારોએ સદાચારી મનુષ્યોનીજ યોગ્યતા બુદ્ધિમાન્ કરતાં વધુ માનેલી છે. મહાત્મા ભર્તૃહરિએ પણ સદાચરણની ઘણી પ્રશંસા કીધી છે :—

या साधूंश्च खलान्करोति विदुषो मूर्खान्हितान्द्वेषिणः
प्रत्यक्षं कुरुते परोक्षममृतं हालाहलं तत्क्षणात् ॥
तामाराधय सत्क्रियां भगवतीं भोक्तुं फलं वांछितं
हे साधो व्यसनैर्गुणेषु विपुलेष्वास्थां वृथा मा कृथाः ॥

અર્થ :—હે સાધુ ! મનવાંછિત ફલની ઈચ્છા રાખતો હોય તો સત્ક્રિયા દેવી ( સદાચરણ ) જે ખલજનને સાધુ બનાવે છે, મૂર્ખને વિદ્વાન બનાવે છે. દ્વેષિજનને હિતૈષિ બનાવે છે, હૃદયગોચર વસ્તુઓને દૃષ્ટિગોચર બનાવે છે, વિષને એક ક્ષણમાં અમૃત બનાવે છે, તેનું તું આરાધન કર—અર્થાત્ સદાચરણથી ચાલ, અને બીજા ઘણા ગુણો સંપાદન કરવાની વ્યર્થ ઇચ્છા રાખ.

સદાચરણથી સર્વ સંસારદુઃખનો નાશ થાય છે. વિદ્યા નિરર્થક નથી; પણ જો સદાચરણયુક્ત હોય તોજ હિતાવહ થાય છે. કેટલાક મોટા મોટા વિદ્વાન્ દુરાચારી, શ્રીમંતની ખુશામત કરનારા, અને ગરીબોને ત્રાસ આપનારા હોય છે. મનુષ્ય ગમે તેવો શાસ્ત્રી. વિદ્વાન, અને વ્યુત્પન્ન હોય; તોપણ કોઈ વેળાએ નીતિસંબંધે એક ગરીબ ગામડીયા કરતાં પણ તે હલકો ગણાય છે. વિદ્વત્તા સાથે પણ ઔદાર્ય વિચાર, વ્યવહાર જ્ઞાન, સભ્યપણાની રીતભાત, હાથે ધરેલું કામ પાર પાડવાનું સામર્થ્ય, યુક્તિ, ધૈર્ય, સત્યપર પ્રીતિ, પ્રામાણિકપણું તથા સુ-

સ્વભાવ ન હોય તો તે વિદ્વાન કરતાં એક સુગુણયુક્ત દરિદ્રી મનુષ્ય, પણ શ્રેષ્ઠ ગણાય.

સરવૉલ્ટર સ્કૉટ નામના વિદ્વાન્ પાસે એક ગૃહસ્થ આવીને કહેવા લાગ્યો કે વિદ્યા તથા સભાવિતપણું એ ગુણો સર્વેથી શ્રેષ્ઠ તથા માન્ય છે. સરવૉલ્ટર સ્કૉટે ઉત્તર આપ્યો કે જો એ મત ખરું હોય તો જગતની સ્થિતિ ખરાબ થશે. મેં ઘણાએ ગ્રંથ વાંચ્યા છે, તથા ઘણાએ વિદ્વાનો સાથે મારો સમાગમ થયો છે, તોપણ હું તમને ખાત્રીપૂર્વક કહું છું કે, સંકટ તથા દુઃખમાં પડેલા, શાંત ધૈર્યથી વર્તન કરનારા, ગરીબ તથા અશિક્ષિત મનુષ્યોના મુખમાંથી સામાન્ય પ્રસંગે સુવિચારો નીકળતાં મેં સાંભળ્યા છે. અંતઃકરણ સુશિક્ષિત થયાવિના સર્વ વસ્તુઓ નકામી છે. તે સુશિક્ષિત થયાવગર આપણને સદાચરણનું ખરૂં સ્વરૂપ સમજાતું નથી.

કેટલાકને એમ લાગે છે કે સદ્વર્તન ઉત્તમ રીતિએ રાખવા માટે દ્રવ્યની જરૂર છે. પણ સંપત્તિ અને સદાચરણનો લેશ માત્ર સંબંધ નથી. કોઈવેળા એવું વિપરીત બને છે કે સંપત્તિને યોગે મનુષ્યનું સદાચરણ છૂટી જાય છે. સંપત્તિ તથા દુરાચરણ, સુખોપભોગ અને દુર્ગુણ એનો એકત્રવાસ ઘણે ઠેકાણે માલમ પડે છે. ટૂંક વિચારના અને અજીતેંદ્રિય મનુષ્યને જો સંપત્તિ પ્રાપ્ત થાય તો તે સંપત્તિ તેના સંકટનું કારણ થઈ પડે છે. તેને યોગે તે પોતાનો તથા પોતાના ઇષ્ટ મિત્રોનો નાશ કરી લેશે. જગત્માં જે ઉત્તમ સદાચરણી મનુષ્ય માલમ પડે છે તે ઘણુંકરીને ગરીબજ હોય છે. ઉદ્યોગ, મિતવ્યય, હોશિયારી અને ધૈર્ય એજ ખરી સંપત્તિ છે.

સદાચરણનું અત્યુત્તમ ઉદાહરણ—આ ભાષાંતર કરનારની **નજર** આગળ છે. એ ઉદાહરણ તે આપણા નામાંકિત કવીશ્વર **નર્મદાશંકર લાલશંકર** દવેનું ચરિત્ર. કવીશ્વર સારા વિદ્વાન્ હતા તથાપિ પોતાની જીંદગીનો ઘણો ખરો વખત તેમને ગરીબ અવસ્થામાં ગાળવો પડ્યો છે. " એ કવીંદ્ર ગુર્જરોમાં વીર, રણ-રંગી, શૂર, દેશહિતૈષી, ધીર, વાચાળ, નિષ્કપટી, સત્યવદવે અને વર્તવે નિર્ભય, તેમ અદ્ભુત બુદ્ધિના હતા. ગુર્જરભાષા જે આજે અલૌકિક ઝમક મારી રહી છે તે આ નર્મદ નાથનાજ પ્રસાદ ! ગુર્જરભૂમિ જે આજે દ્વિપદ્વિપાંતર અને દેશદેશાંતર વિખ્યાતિ પામી રહી છે તે આ પ્રેમાંશી કવિ નર્મદનાજ પ્રતાપ ! "

સદાચરણી મનુષ્યો પોતાનાં મન, વાચા અને કર્મ એક રાખે છે. જેવું મનમાં હોય તેવુંજ સાચેસાચું મોઢેથી કહેવું અને કહેણી પ્રમાણેજ રહેણી—આચરણ—એ ગુણ ખરેખરો વંદનીય છે. આ બોલવું તેમ ચાલવું એ ઉત્તમ ગુણ કવિના વિચારો બદલાયા છતાં પણ બદલાયો ન હતો. એજ સદ્વર્તનની સ્પષ્ટ નિશાની છે.

ઉત્તમ કીર્તિ સંપાદન કરવી એજ મનુષ્યનું ઐશ્વર્ય છે. એના જેવી ખરી સંપત્તિ બીજી કોઇ નથી. ઉદ્યોગી, સદ્ગુણી; સજ્જન, એવાનેજ પૃથ્વીતલમાં શ્રેષ્ઠ માનવો યોગ્ય છે. અસત્યતા કરતાં સત્યતાનો જગત્માં સતત ઉપયોગ થાય છે. તેનાથી અંતઃકરણ સ્વસ્થ રહે છે. તેને યોગે મનુષ્યનું સદાચરણ છૂટતું નથી- પણ તેવડે મનુષ્યને અંગે ધૈર્ય તથા સરળપણું આવીને તે ઉદ્યોગી થાય છે. શ્રીમાન્ અથવા વિદ્વાન્ થવું એ મનુષ્યનું કર્તવ્ય નથી, પણ સત્યતાથી વર્તવું એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે.

સદાચરણી રહેવાને કેવળ પ્રામાણિકપણુંજ પૂરતું છે એમ ન જાણવું. સર્વકાળ કંઈપણ સત્કાર્ય કરવાનો ઉદ્દેશ રાખીને તે સત્યતાથી તથા ધૈર્યથી પાર પાડવાનો પ્રયત્ન કરવો જોઈએ. વહાણ સમુદ્રમાં તરવાલાયક હોય છે, પણ તેને જો સુકાન નહિ હોય તો તે ગમે ત્યાં જાય છે. એજ પ્રમાણે મનુષ્યના મનમાં નિરંતર સત્કાર્ય કરવાનો ઉદ્દેશ નહિ હોય, તો તેનું સદ્વર્તન કાયમ રહેતું નથી. સત્કાર્યનો ઉદ્દેશ એજ લોક કલ્યાણનો માર્ગ તથા દુર્ગુણ ને અવ્યવસ્થાનો શત્રુ છે. જગત્‌માં બુદ્ધિ કે વિદ્વત્તા ઘણાજ થોડામાં હોય છે એમ નથી, પણ કેવળ બુદ્ધિથીજ લોકો શ્રેષ્ઠત્વ પામતા નથી. જે બુદ્ધિમાન્‌માં સત્યતા હોય છે તેજ શ્રેષ્ઠત્વ પામે છે. માર્ટિનલૂથર ( એક યુરોપીયન યોગી ) તદ્દન ગરીબ હતો. કોઇ કોઈ પ્રસંગે તેને મજુરી કરીને નિર્વાહ કરવા પડતો; તથાપિ દૃઢ મનનો હોવાને લીધેજ તે જર્મનીમાંના સર્વ રાજાઓ કરતાં વધારે લોકપ્રિય થઈ પડ્યો. સત્યતાથીજ મનુષ્ય જગત્‌માં પૂજ્ય અને વિશ્વાસપાત્ર થાય છે. સત્યતા મનુષ્યના આચરણપરથી જણાઇ આવે છે. સત્યતાથી આપણાપર લોકોનો વિશ્વાસ બેસે છે, કે એ જે બોલશે તે કરશે. તથા " કરીશ " એમ કહેશે તે કર્યાવગર રહેવાનો નથી. એવી લોકોની ખાત્રી થાય છે. સંસારકૃત્યમાં તથા બીજા અનેક વ્યવહારમાં જેમ સદ્વર્તનનો ઉપયોગ થાય છે તેમ બુદ્ધિનો થતો નથી. સરળતા, મનોનિગ્રહ, સહનશીલતા, વ્યવસ્થિતપણું, વિચારશીલતા આ ગુણોનો વ્યવહારમાં જેટલો ઉપયોગ થાયછે તેટલો વિદ્યા તથા બુદ્ધિનો થતો નથી. સત્યતા એ વ્યવહાર તથા સંસાર બંનેમાં મુખ્યત્વે કરીને હિતાવહ છે. અનુભવ તથા સત્યતાયુક્ત વિચાર

એનુંજ નામ ડહાપણ. વાસ્તવિક રીતે વિચાર કરીએ તો ડહાપણ અને સત્યતા એ બે ગુણો છેટા નથી. પ્રાયશઃ તે એકત્રજ વસે છે, અથવા એકબીજાનું પોતાની તરફ આકર્ષણ કરે છે.

સદાચરણથી મનુષ્યનું લોકસમુદાયમાં વજન પડે છે. આ પુરુષ સત્યભક્તા છે એવું જ્યારે લોકો જાણે છે, ત્યારે તેને વિષે તેમના મનમાં પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે. વિદ્વાનની માફક સદાચરણી મનુષ્યની કીર્તિ એકદમ વધતી નથી, તોપણ તેની સત્યતા લોકોમાં જણાયાવિના રહેતી નથી. તેની સત્યતા લોકોમાં વારંવાર કહેવતરૂપે ગવાય છે. તેના ગુણ કેટલાકના સમજવામાં આવતા નથી, દુઃખ તથા દારિદ્ર્યથી તેનું શ્રેષ્ઠત્વ લોકોને એકદમ દેખાતું નથી; તથાપિ કોઇવેળાએ પણ તેની ખરી યોગ્યતા જણાયાવિના રહેતી નથી.

એક સમયે એક મોટો શ્રીમાન્ વકીલ એપિક્તેતસ નામના તત્વજ્ઞાનીને મળવા ગયો અને તેને કહેવા લાગ્યો કે તમારા કેટલાંક મત સાંભળવાની હું ઇચ્છા રાખું છું. આ માણસ સદ્ભાવથી પૂછતો નથી એમ સમજી એપિક્તેતસ બોલ્યો "તમે મારા ભાષણ ઉપર માત્ર ટીકા કરશો; તેનું તાત્પર્ય સમજવાની તમને મુદ્દલ ગરજ નથી." એ સાંભળીને તે વકીલ બોલ્યો "તમારા કહેવા પ્રમાણે હું જો ચાલું તો તમારી માફક હમેશનો ભીખારીજ રહું—અને સંપત્તિ જાગીર એનું મોં પણ દેખવા ન પામું." આ સાંભળીને એપિક્તેતસે ઉત્તર આપ્યો "મને તેની ગરજ નથી, તોપણ તમે તો મારા કરતાં વધારે ભીખારી દેખાઓ છો. કેમકે મને કોઇના પણ આશ્રયની જરૂર નથી, પણ તમને તેની ગરજ છે, માટે એ બાબતમાં હું તમારા

કરતાં વધારે શ્રીમાન્ છું. રાજા મારાવિષે શું મનમાં ધારે છે તેની હું તપાસ કરતો નથી; તેમ કોઇની ખુશામત પણ કરતો નથી એજ મારી સંપત્તિ છે. તુમારીપાસે સંપત્તિ છે ખરી પણ લોભની આગળ તે હોય ને ન હોય એ બધું સરખુંજ છે. મારૂં મન એજ મારૂં રાજ્ય છે, તમારીસાથે ખાલી માથાફોડ કરવા કરતાં મારો વખત તત્ત્વવિચારમાં ઠીક જાય છે. તમારૂં ઐશ્વર્ય તમને થોડું લાગે છે, પણ મારૂં મને વિપુલ માલમ પડે છે. તમે અસંતોષી છો, હું સંતુષ્ટ છું." ભર્તૃહરિએ પણ એજ પ્રમાણે કહેલું છેઃ—

वयमिह परितुष्टा वल्कलैस्त्वं दुकूलैः ।
सम इह परितोषो निर्विशेषो विशेषः ॥
स तु भवति दरिद्रो यस्य तृष्णा विशाला ।
मनसि हि परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥१॥

અર્થઃ—અમે વલ્કલો (ઝાડની છાલોનાં વસ્ત્ર) થી સંતુષ્ટ છીએ, તું ઉંચાં વસ્ત્રોથી સંતુષ્ટ છે, બન્નેનો સંતોષ સરખોજ છે, તેટલામાટે તેમાં કંઇ ભેદ રહ્યો નથી. જેનો લોભ મોટો તેજ દરિદ્રી; મન સંતુષ્ટ હોય તો પછી શ્રીમંત કોણ અને દરિદ્રી કોણ?

ઈંગ્લંદ દેશમાં શેરિડન નામનો એક વિદ્વાન્ વક્તા થઇ ગયો; તે ઘણો ઉડાઉ, વ્યસની, અને અવ્યવસ્થિત હતો તેથી તેની જોઇએ તેવી યોગ્યતા વધી નહિ. એક દિવસે તેનો નોકર બાકી રહેલો પગાર માંગવા લાગ્યો. તે જ્યારે બોલ્યો કે "મને આજ ને આજ પૈસા જોઈએ છીએ" ત્યારે શેરિડને ક્રોધાયમાન થઈને કહ્યું "તારી યોગ્યતા ભૂલી જઇને વધારે બોલતો ના" પેલા ગ-

રીબ મનુષ્યે જવાબ આપ્યો "મહારાજ! હું મારી યોગ્યતા ભૂલી ગયો નથી. તમારામાં ને મારામાં શો ભેદ છે તે હું સારી રીતે જાણું છું. ઉચ્ચકુલમાં જન્મ તથા વિદ્યા જ્ઞાન એ બાબતમાં આપ શ્રેષ્ઠ છો, પણ વ્યવહાર, રીતભાત તથા સ્વભાવ એ બાબતમાં તો હું આપના કરતાં ચઢિયાતો છું.

શેરિદનનાજ વખતમાં થએલો મહા પંડિત તથા વક્તા એડ્‌મન્ડ બર્કનું આચરણ આનાથી તદ્દન જાદું હતું. વિલક્ષણ ઉદ્યોગથી, તથા અપ્રતિમ સદાચરણથી આ મહાત્માએ ઈંગ્લંડના ઇતિહાસમાં પોતાનું નામ અમર કીધું છે.

માણસનામાં સારા અને માઠા ગુણો આવવાનાં ઘણાં કારણો હોય છે, તેમજ સદાચરણ ઠસવાનાં નાનાં મોટાં પુષ્કળ કારણો હોય છે. યત્કિંચિત નજીવી વાત હોય તેમાંથી પણ કંઈ પરિણામ થયાવગર રહેતું નથી. પ્રત્યેક કૃતિ તથા પ્રત્યેક વિચારનો મનુષ્યની સમજ સાથે સંબંધ હોય છે, ને તેજ કારણથી ભવિષ્યના વર્તનમાં ફેર પડે છે. એવી રીતે મનુષ્યનું વર્તન નિરંતર સારૂં અથવા ખરાબ બને છે. જો સત્કર્મ કરતાં રહીએ તો તેનાપરજ પ્રીતિ ઉપજશે. તેજપ્રમાણે દુષ્કર્મનું પણ સમજવું. સત્કર્મ કે દુષ્કર્મ કરવું એ મનુષ્યને સ્વાધીન છે. એમાટે પોતાને ઉચ્ચ અથવા નીચ બનાવનારો પણ પોતેજ છે. ગીતામાં કહેલું છે "आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मन:" આત્માનો બંધુ તથા વૈરી આત્માજ છે.

પ્રયત્ન કર્યાશિવાય સદાચરણી થવાતું નથી. તે સાધન કરવાને નિરંતર જીતેન્દ્રિય રહીને લક્ષપૂર્વક વ્યવસ્થિતપણાથી વર્તવું પડે છે. એવી રીતે કરતાં પુષ્કળ વિઘ્નો નડે છે. સવ

વિઘ્નોમાંથી ધીમે ધીમે બચી શકાશે. જેમ જેમ સત્યતરફ પ્રીતિ વધે છે, તેમ તેમ એ હરકતો ઓછી થતી જાય છે. ઘણીવેળા આપણે હાથે ભૂલો પણ થાય છે. ઘણીવેળાએ મન જંગલી જનાવરની માફક કુમાર્ગ તરફ જવાનું કરે છે, પછી તેને રોકવું ઘણું કપરું થઈ પડે છે; તથાપિ દૃઢ નિશ્ચય હોય તો એને પણ હઠાવીને હાંકી શકાશે. સત્યતા રાખવાની જેમ જેમ અધિકાધિક ઉમેદ પકડીએ તેમ તેમ પ્રયત્નની કઠિનતા દૂર થતી જાય છે. પૂર્ણ સત્યતા આવવાને ઘણો વખત લાગે, તોપણ દિન પ્રતિદિન તેની વૃદ્ધિ થયાવિના રહેવાની નથી. જગત્માં જે મહાપુરુષ થઈ ગયા છે તેમની કીર્તિ તેમની પાછળ રહી ગઇ છે. એવા પ્રકારના પુરુષનું અનુકરણ કરવું એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. જે રીતે એક શ્રીમંત થયો તે રીતે બીજો પણ શ્રીમંત થાય એવો કાંઈ નિયમ નક્કી નથી, ને જે આચરણથી એકનું વજન પડ્યું તેથીજ બીજાનું પણ પડશે એમ નથી, તથાપિ એકનું ધૈર્ય જોઇને બીજાથી ધૈર્યવાન્ થઈ શકાશે. એક કેવી પ્રતિષ્ઠાથી વર્તે છે એ જોઈને બીજાથી તે પ્રમાણે વર્તી શકાશે. એકની સત્યતા તથા સદાચરણથી થતી પ્રતિષ્ઠા જોઇને બીજાને તે ગુણો ગ્રહણ કરવાનું મન થશે.

નાનપણમાં બાલકને જે કંઇ કહેવામાં આવે છે તે તાત્પર્યના સંબંધમાં ધ્યાનમાં રાખવા લાયક છે. એક પિતાએ એકવેળા પોતાના બે પુત્રોને બે મકાઇના દાણા આપ્યા. એક તે મોંમાં નાંખી ખાઇ ગયો, ને બીજાએ તે ભોંયમાં દાટી તથા તેપર જલ સિંચીને તેનું વૃક્ષ બનાવ્યું. તેપર મકાઇ આવ્યા. તેના પણ દાણા કાઢીને ફરીથી ખેતરમાં વાવ્યા. આજ દૃષ્ટાંત મનુષ્યના વર્તનને

પણ લાગુ પડે એવું છે. જેમનું બુદ્ધિબલ તથા અંગબલ સરખું હોય તથાપિ તેવા બે મનુષ્યોની સ્થિતિમાં પુષ્કળ ભેદ હોય એવા કેટલાક મનુષ્યો દૃષ્ટિએ પડે છે, તેનું કારણ એજ કે જે ઉદ્યોગ કરીને પોતાનું બલ સત્કર્મતરફ લગાડે છે તેનો ઉદય થાય છે, તથા જે આલસ્યથી કુમાર્ગતરફ વળણ લે છે તે આ સંસારચક્રમાં પડીને છુંદાઇ જાય છે.

જે કરવાનું હોય તે જો પ્રામાણિકપણાથી,ચાતુર્યથી તથા સત્યતાથી મનુષ્ય કરે તો તેનું સદાચરણ લોકોમાં દેખાઇ આવેછે. મનુષ્ય ધાર્મિક,નીતિમાન્ તથા સત્ય બોલનારો હોયતો લોકસમુદાયમાં તેને સારૂં માન મળે છે, અને તેજવંળાએ તેનું સદાચરણ દેખાઇ પડે છે. કીર્તિ કરતાં પણ પોતાનું કર્તવ્યકર્મ કરવાતરફ એવા મનુષ્યનું વધારે લક્ષ હોયછે, તથા તે તેને અધિક મહત્વનું ગણેછે.લોક પોતાની સ્તુતિ કરે તે કરતાં પોતાના અંતઃકરણના સમાધાનથી તેને વિશેષ આનંદ ઉત્પન્ન થાય છે. સદાચરણી મનુષ્ય લોકોસાથે મર્યાદાથી વર્તે છે, તથાપિ પોતાના મનને જે ઉત્તમ લાગે તે કરવાને તે કોઇથી ડરતો નથી. કોઈપણ ઉત્તમ કૃત્ય આસપાસના લોકોને ગમે નહિ. તોપણ ભવિષ્યમાં એથી પોતાની પ્રશંસા થયાવિના નહિ રહે એમ સમજીએથી તે કૃત્ય કરવાને ધૈર્યથી તે આગળ પડે છે. મનુષ્યમાં સદાચરણ ઠસવાને આસપાસ સદાચરણી મનુષ્યોના સહવાસની જરૂર છે એ ખરૂં, તથાપિ સદાચરણ ન છોડવાનો નિશ્ચય સ્વભાવતઃ મનુષ્યના પોતાનાજ મનમાં ઉત્પન્ન થવો જોઈએ. જો એમ બને તોજ મનુષ્યનું સદાચરણ હમેશાં કાયમ રહેશે. જે મનુષ્યનો પોતાનો દૃઢ નિશ્ચય ન હોય તે જેમ ઉત્તમ ઉદાહરણથી ઉત્તમ થાય છે, તેમ

કનિષ્ઠ ઉદાહરણથી કનિષ્ઠ પણ થાય છે, માટે મનનો દૃઢ નિશ્ચય એ સદાચરણનું મૂળ છે, તથા સારાસાર વિચાર એ તેનો વિસ્તાર છે. આ બંને જો મનુષ્યમાં વાસ કરે તો તેનું જીવતર સદાચરણરૂપ નદીના સ્વચ્છ પ્રવાહથી સર્વને સુખી કરશે. એ જો નહિ હોય તો ખાબોચીયામાંના પાણી પ્રમાણે તેમાં દુરાચરણરૂપી કીડા પડીને દુર્ગંધથી લોકોને પીડા પમાડી જલદીથી સૂકાઈ જશે. મનમાં દૃઢ નિશ્ચય રાખીને સત્કાર્ય કરવાનો ઉદ્દેશ હોય તો મનુષ્ય ગમે તેટલો નિર્બલ હોય તોપણ તે પોતાનું કર્તવ્ય કરવામાં પાછો હઠશે નહિ. આજ મનુષ્યત્વનું ઉત્તમ અને ખરૂં સ્વરૂપ છે. એવો મનુષ્ય તેજ મનુષ્ય એ સંજ્ઞાને લાયક છે. એનેજ યોગે મનુષ્ય ને પશુમાં શો ભેદ છે તે જણાઈ આવે છે. જગત્માં આવા મનુષ્યોનાં આચરણનાં ઉદાહરણો લોકોને ઘણા ફાયદાકારક થઇ પડે છે. શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, ગૌતમ, બુદ્ધ, તુકારામ, સૉક્રેતીસ, લૂથર વગેરે મહાત્માઓ જેઓ જગત્માં ધર્મ પ્રવર્તક તથા નીતિ પ્રવર્તક થયા, તેઓ પાસે પણ એજ સાધન હતું. મોટી મોટી લડાઇઓ લડતાં પણ ન થનારાં કામો માત્ર આ મહાત્માઓનાં ભાષણોથી થયાં છે. અંગે ઉત્સાહ તથા ધૈર્ય હોય, પણ અંતઃકરણમાં સત્ય, દયા વગેરે ગુણો ન હોય તો તેનાથી લાભ થવાને બદલે હાની થાય છે. જેનામાં સત્યતા ન હોય તેનામાં ધૈર્યાદિ ગુણો ન હોય તો સારૂં, કેમકે તેવડે મનુષ્યની દુષ્ટતામાં વધારો થાય છે. આમ બનવાથીજ તૈમૂરલંગ, નેપોલિઅન બોનાપાર્ટ, વગેરે જેવા લક્ષાવધિ મનુષ્યના પ્રાણની હાની કરનારા પુરુષ જગત્માં ઉત્પન્ન થયા. સદ્ગુણી મનુષ્યના ઉત્સાહથી લોકોને ઘણો લાભ થાય છે. પોતાનું ક-

ર્તવ્યકર્મ કેવા રીતે પાર પાડવું એ તરફ તેનું લક્ષ નિરંતર લાગેલું હોય છે. લોકોસાથે તથા પોતાના ઇષ્ટ મિત્રોસાથે તે હમેશાં સત્યતાથીજ વર્તે છે. તેનાં ભાષણમાં તથા કૃત્યમાં નિરંતર પ્રામાણિકપણું જણાઈ આવે છે. તે પોતાના શત્રુસાથે પણ ઔદાર્યતાથી વર્તે છે, અશક્તપર દયા આણે છે. એવા મનુષ્યોની કીર્તિ વધ્યાવિના રહેતી નથી.

ફાક્સ નામનો એક વક્તા તથા મુત્સદી પુરુષ ઈંગ્લાંડમાં થઇ ગયો. તેની સત્યતાની એક ચમત્કારિક વાત લખેલી છે. તે ઘણો ઉદાર તથા પ્રામાણિક હતો. તેને એક સાવકારનું કરજ હતું. એક દિવસે તે સાવકાર દસ્તાવેજ લઇને ફાક્સને ઘેર આવ્યો. તે વેળાએ ફાક્સ સોનાની મોહોરો ગણતો હતો. તે જોઈ પેલો સાવકાર તેને કહેવા લાગ્યો કે, આમાંથી મારા પૈસા મને ચુકવી આપો. ફાક્સે તેને ઉત્તર આપ્યો કે મારે આ પૈસા શેરિદનને આપવાના છે. તેની સાથે મેં કાંઇ ખતપત્ર કર્યું નથી, તેથી કદાચ હું ઓચિંતો મરી જાઉં તો તેની પાસે પુરાવો રહે નહિ. એ સાંભળીને તે સાવકારે, ત્યારે હું પણ મારૂં કરજ ખતપત્ર વગરનું કરૂં છું, એમ કહી તરતજ પેલો દસ્તાવેજ ફાડી નાંખ્યો! એ જોઇને ફાક્સને અતિશય આશ્ચર્ય લાગ્યું. પોતાનીપર એટલો બધો વિશ્વાસ રાખવામાટે તેણે તેનો ઉપકાર માન્યો ને કહ્યું, જો એમજ છે તો હું શેરિદનનું દેવું પાછળથી પતાવીશ, કેમકે તમારૂં કરજ તેની આગમજનું છે. એમ કહી તેણે તત્કાળ તેનું દેવું પતાવ્યું! સદાચરણી મનુષ્ય હમેશાં ઈશ્વરથી ડરીને વર્તન કરે છે. કામકાજ, બોલવું—ચાલવું વગેરે કોઈપણ બાબતમાં તે અસત્યતા વાપરતો નથી. એવા

સત્યતાથી વર્તનારા તથા વિશ્વાસુ લોકોની મદદથીજ શિવાજી ગો બ્રાહ્મણોનો યવનોથી છુટકારો કરી શક્યો.

સદાચરણી મનુષ્ય સર્વદા ઉત્તમ વાતોને માન આપે છે. પૂર્વે થઇ ગએલા અને પોતાના વખતના વિદ્યમાન સદાચરણી મનુષ્યો વિષે તે પૂજ્ય બુદ્ધિ રાખે છે. સત્કૃત્ય, સદાચાર, સદ્વિચાર, સદ્‌હેતુ, એ તરફ સર્વકાળ તે લક્ષ રાખે છે. એવો એક મનુષ્ય કુટુંબમાં હોવાથી જેમ આખું કુટુંબ સુખી થાય છે, તેવીજ રીતે એવો એક સત્યપરાયણ મહાપુરુષ જે દેશમાં હોય તે દેશપણ સુખી થાય છે. એવા મનુષ્યોવિના વિશ્વાસનાં તથા સત્યતાનાં કામો યથાર્થ થશે નહિ. દેશમાં શાંતતા ન પસરવાથી રીતભાતમાં સુધારો થવાનો નથી. લોકો સન્માર્ગે પ્રવૃત્ત થવાના નથી. સદાચરણને યોગે મનુષ્યોમધ્યે પરસ્પર પ્રેમ તથા ઈશ્વરભક્તિ વધે છે.

સ્વતઃનો દૃઢનિશ્ચય એ સદાચરણનું મૂલ છે. તે જ્યાં હોય છે ત્યાં બધુંએ છે અને તે જ્યાં હોતો નથી ત્યાં કંઇજ નથી ભર્તૃહરિ કહે છે:—

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः ।
प्रारभ्य विघ्नविहता विरमंति मध्याः ॥
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः ।
प्रारब्धमुत्तम जना न परित्यजन्ति ॥ १ ॥

અર્થઃ—વિઘ્નો નડશે એવી ધાસ્તીથી હલકા લોક કામનો આરંભજ કરતા નથી; મધ્યમ લોક વિઘ્નો આવી પડવાથી આરંભેલું કામ છોડી દે છે; પણ ઉત્તમ લોકો તો વિઘ્નો પુનઃ પુનઃ આવી પડે તોપણ આરંભેલું કામ પાર પાડ્યાવગર અધવચ છોડતા નથી.

તુકારામ, નરસિંહ મહેતો, રામદાસસ્વામી વગેરે મહાત્માઓની કીર્તિ કેવલ તેમના ગુણોનેજલીધે ચિરસ્થાયી થએલી છે.

એક મનુષ્ય મોટો પરાક્રમી થયો હોય તો તેના ઉદાહરણથી પણ દેશમાં અનેક મોટા પુરુષો ઉત્પન્ન થાય છે. એકલા શિવાજીને લીધેજ મરાઠાઓમાં અનેક શૂર સરદાર ઉત્પન્ન થયા હતા. પરાક્રમી પુરુષોનાં મોટાં કૃત્યોની અસર લોકોનાં મન ઉપર થયાવિના રહેતી નથી. તુમુલ યુદ્ધમાં કોઈએક પક્ષનો પરાભવ થવાનો પ્રસંગ આવે ત્યારે કેવળ એક શૂર પુરુષનાજ પ્રોત્સાહનથી સર્વ સૈન્યમાં નવુ જોર ભરાયું હોય ને તેથી શત્રુનો પરાભવ થયો હોય એવાં અનેક ઉદાહરણો ઇતિહાસમાં મળી આવે છે. શિવાજીપાસે હોય પછી સામી બાજુએ ગમે તેટલા મુસલમાન હોય તોપણ શિવાજીના સૈન્યના માણસોને તેનો કંઇપણ ભો લાગતો ન હતો.

નેપોલિઅન બોનાપાર્ટના ચરિત્રમાં પણ એવાં પુષ્કળ દૃષ્ટાંતો છે. કેવળ તેનાજ ઉદાહરણથી તે વખતે ફ્રાન્સ દેશમાં અનેક શૂર પુરુષો ઉત્પન્ન થયા હતા. અમેરિકાનો પ્રસિદ્ધ વાશિંગ્ટન એનું ચરિત્ર પણ આવીજ રીતનું છે. કેવળ તેના નામથીજ મોટાં મોટાં કામો થયાં છે. તેણે રાજ્યકારભાર છોડી દીધો તે પછી ઘણેક વર્ષે અમેરિકાને ફ્રાન્સ સાથે યુદ્ધનો પ્રસંગ આવ્યો. તે વખતે મુખ્ય કારભારીએ વાશિંગ્ટનને એવું લખી મોકલાવ્યું કે જો તમે આજ્ઞા આપો તો સૈન્યના પટ ઉપર સૈન્યાધિપતિ તરીકે તમારૂં નામ લખીએ; કારણ તમારા નામથી જે કામ થશે તે મોટા સૈન્યથી પણ થવાનું નથી. એક સમયે વાશિંગ્ટન રાજકારભાર છોડીને ઘેર નિશ્ચિંત બેસવાનો હતો તે વેળાએ એક ગૃહસ્થે તેને પોતાનું કામ ન છોડવામાટે આ-

ગ્રહપૂર્વક પત્ર લખ્યો. તેમાં એવું લખ્યું હતું કે, "તમારાપર સ-
ઘળાઓનો વિશ્વાસ છે રાજકારભારનું સુકાન તમારા હાથમાં
રહેવાથી પ્રજામાં કજીઓ ટંટા કે ફાટફુટ થવાનો કંઈપણ ભય ર-
હેશે નહિ. કોઈ મનુષ્યનું સદ્વર્તનજ એવું હોય છે કે તે લોકોના
સુખમાટે પોતાનું સુખ એક બાજુ મૂકીને તેઓના આશીર્વાદથી
સંતોષ માની લેછે. તમારી સ્થિતિ પણ તેવીજ છે, તે કારણ-
સર તમારા જેવા સત્પુરુષને ઈશ્વરે જન્મ આપ્યોછે
કે જેમનાથી આવી અદ્ભુત વાતો બની આવેછે.
હું મારા પોતાના કે બીજાના સુખમાટે તમને તમારી ઇચ્છા
વિરૂદ્ધ કાંઇ પણ કરવાનો આગ્રહ કરતો નથી, કારણ તેમ કર-
વાનો મને હક નથી, પણ ઉપર લખેલાં કારણોથી હું તમને રાજી-
નામું ન આપવાને આગ્રહપૂર્વક વિનંતિ કરું છું."

જગત્‌ના વ્યવહારની કોઇપણ વાતમાં આવી રીત સમાયલી
હોય છે. સજ્જન પોતાના સદ્વર્તનથી અનેક લોકોને સન્માર્ગ દે-
ખાડે છે. ઘરનો મુખ્ય ધણી સુસ્વભાવનો હોય તો ઘરમાંનાં બીજાં
સર્વ માણસો સદાચરણથી વર્તે છે. મુખ્ય કામદાર પ્રામાણિક હોય
તો તેના હાથ નીચેનાં માણસો પોતાની મેળે પ્રામાણિક થાય છે.

ખરા સત્પુરુષ જીવતા હોય છે તે વખતેજ લોકોને શિક્ષણ
આપે છે એટલુંજ નહિ, પણ તેમના મરણ પછી પણ કેવળ તેમના
નામથીજ મોટા મોટાં કામો થયેલાં છે. તેમનાં શરીરનો નાશ
થાય છે તોપણ તેમનાં કૃત્યો અજરામર રહે છે. તેવડે પાછ-
ળના લોકોના કૃત્યોને વળણ મળે છે. એવા પુરુષોજ ખરો
સુધારો કરનારા થાય છે! ઉચ્ચ સ્થાને મૂકેલો દીપ જેમ બધી
બાજુએ પ્રકાશ પાડે છે, તેમ તેઓ પોતાના સદ્વર્તનની જ્યો-
તથી ઇતર મનુષ્યોનાં અંતઃકરણને સતત પ્રકાશિત કરે છે.

સત્પુરુષો વિષે સઘળાઓના મનમાં પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે, એ તો સ્વાભાવિકજ છે. તેઓ પોતાના દેશના હિત કર્તા થઈને પાછળથી થનારા મનુષ્યોના શિક્ષક પણ થાય છે. તેમનાં મહત્કૃત્યો તથા સદ્વિચાર એજ તેઓએ સઘળાઓને આપેલી બક્ષિસ છે. આવા પુરુષો પૂર્વે થઈ ગએલાને ભવિષ્યમાં થનારા લોકોના મધ્યસ્થ થઈને તેમનાં સુખના કારણરૂપ થઈ પડે છે; કેમકે તેઓ નીતિ તથા સદ્વર્તનની વૃદ્ધિ કરીને સદાચરણ તરફ લોકોની પ્રવૃત્તિ કરે છે.

"દેહત્યાગ કીધા પછી પાછળ કીર્તિસ્તંભ રાખવો" એજ મનુષ્યનું અમરત્વ છે. સત્પુરુષોના મુખકમલમાંથી બહાર પડેલું વાક્ય હજારો વર્ષો સુધી લોકોના મનમાં રહીને તેને યોગે તેમના મનને સારું વળાણ મળે છે. બૌદ્ધ, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, મધ્વમુની ઇત્યાદિક ધર્મ પ્રવર્તકોનો લોકોના મન ઉપર કેટલો અમલ છે! દાદાજી કોંડદેવ મરણ પામ્યો, પણ શિવાજીને આપેલાં તેનાં બોધરૂપી વચનોથી દેશમાં કેટલી ઉલટ પાલટ થઇ! દયારામ તથા નરસિંહ મહેતાનાં પદો ગુર્જર પ્રજાનાં મુખમાં અહોનિશ વાસ કરે છે! એકલા મહમદના ઉદ્યોગથી સર્વજગ હાલી રહ્યું! એક લૂથરે આખા યુરોપખંડમાં ધર્માન્તર કીધું! તુકારામના અભંગ તથા રામદાસના શ્લોક હજારો લોકોએ ગાયા, અને તેને લીધે હજારો લોકોના અંતઃકરણ ભક્તિરસથી દ્રવી રહ્યાં છે. સૉક્રેતીસ, પ્લેટો. સિનિકા વગેરે પ્રાચીનકાળે યુરોપખંડમાં થઈ ગએલા સત્પુરુષોની ભાષા તે ખંડની હાલની ભાષાથી ભિન્ન હતી, તથાપિ તેમણે પોતાની ભાષામાં લખી મૂકેલા સુવિચારોના યુરોપખંડની સર્વે ભાષાઓમાં ગ્રંથ વ્યાપ્યા છે. વ્યાસ, વાલ્મીકિ ના સુવિ-

ચારની છાયા જેમાં ન આવી હોય એવો આર્યાવર્તમાંની કોઇપણ ભાષામાં લખેલો ગ્રંથ ભાગ્યેજ મળી આવશે. તુકારામ જેવો એક પુરુષ મોટા મોટા રાજાઓ કરતાં પણ શ્રેષ્ઠ ગણાય. શિવાજીનું તો નામ માત્ર રહેલું છે, પણ તુકારામનો તો હજુ સુધી લોકોપર અમલ ચાલે છે, એમ કહેવામાં કંઇ પણ હરકત નથી.

સદાચારી, વિદ્વાન્, શૂર, ઉદ્યોગી એવા પુરુષોનો ઇતિહાસ અત્યુત્તમ થઇ પડે છે. એવાજ પુરુષો ઇતિહાસ રચાવાનાં કારણ છે એમ કહેવું જોઇએ. ઇતિહાસ એટલે મનુષ્યોનાં કર્મોનું વર્ણન. ભરતખંડનો પ્રાચીન ઇતિહાસ એટલે, મનુ, શિબિ, ભગીરથ, દિલીપ, રઘુ, અજ, દશરથ, રામ, જનક, યુધિષ્ઠિર ઇત્યાદિ રાજાઓ; વસિષ્ઠ, વાલ્મીકિ, યાજ્ઞવલ્ક્ય, વ્યાસ, પરાશર ઇત્યાદિ ઋષીઓ; ગાર્ગી, અનસૂયા, શકુંતલા, સાવિત્રી, જાનકી ઇત્યાદિ સ્ત્રીઓ એમનાંજ સુચરિત્રોનું વર્ણન. ભોજ, વિક્રમ, કાલિદાસ ભવભૂતિ, ઇત્યાદિ રાજાઓ અને કવિઓએ હિંદુસ્થાનના ઇતિહાસને કેટલી શોભા આપી છે? મરાઠાઓનો ઇતિહાસ એટલે શિવાજી, મોટા બાજીરાવ જેવા શૂર, બાળાજી વિશ્વનાથ. તથા નાના ફડણવિસ એમના જેવા રાજધોરણી, રામશાસ્ત્રી જેવા વિદ્વાન્; તુકારામ જેવા સાધુ, મોરોપંત જેવા કવિ, અહિલ્યાબાઇ જેવી સ્ત્રીઓ, એમનાંજ ચરિત્રોનો વૃત્તાંત, એમ કહેવામાં કંઈપણ હરકત નથી. ગૂજરાતનો ઇતિહાસ એટલે વનરાજ જેવા રાજા, અખા, પ્રેમાનંદ, દયારામ, તથા શામલભટ્ટ જેવા કવિ, નરસિંહ મહેતા જેવાં સાધુ, મિરાંબાઈ જેવી સ્ત્રીઓ એમનાંજ ચરિત્રોનું વર્ણન; કેમકે એવાં મનુષ્યોનાં મહત્કૃત્યો બાદ કરીએતો ઇતિહાસમાં શેષાંક શું રહે? જરૂરનું કંઈજ નહિ. ઉપર કહેલા

મનુષ્યોજ દેશનું ખરૂં જીવન તથા વૈભવ છે. એમનેજ લીધે દેશ ઉન્નતિએ પહોંચી કીર્તિમાન્ થાય છે. સ્વરાજ્ય નષ્ટ થયું તથાપિ આ આપણું ધન કદિપણ નાશ પામશે શું ? જો યવનો પાસેથી ગોબ્રાહ્મણને છોડવાનો શિવાજીએ યત્ન કીધો ન હોત તો આપણે કોની કીર્તિ ગાત ? અમેરિકામાંના પ્રજાસત્તાક રાજ્યના સ્થાપક ખરા મહાત્મા વાશિંગ્ટનની કીર્તિ શાથી અજરામર થઈ ? કેવળ દેશભક્તિ તથા સદ્વર્તનથીજ તેણે પોતાનું નામ લોકપ્રિય કીધું છે. એવાં રત્નો ઇતિહાસમાં ઘણાંજ થોડાં મળી આવશે. ચાવડા વંશનો શૂરવીર વનરાજ શાથી કીર્તિ પામ્યો ? અકબર જેવા મહાન્ રાજાની રાજ્ય નીતિને અંગ્રેજ સત્તાધિકારીઓ શામાટે અનુસરે છે ? તેમાં સદ્વર્તન સમાયલું છે માટેજ.

સદાચરણી મનુષ્યો દેશનું જીવિત છે એ વાત સત્ય છે. તથાપિ ખરૂં જોતાં દેશની યોગ્યતા તે ઉપરથી જણાઇ આવતી નથી. તે જાણવાને દેશના લોકસમુદાયના વર્તનની સ્થિતિ જોવી જોઈએ. મનુષ્યને જેમ પોતાનું સદ્વર્તન સંભાળવાનું છે તેમ દેશને પણ સંભાળવાનો છે. દેશનું સદ્વર્તન છૂટવાથી તેની દુર્દશા થયાવિના રહેતી નથી. તેમાંનાં ગરીબ ગુરબાં વગેરે સર્વ લોક ઉદ્યોગી હોવાં જોઈએ. જેમ મનુષ્યનું મન, તેમ દેશમાં વિદ્વાન્ લોક અને જેમ મનુષ્યનું–હૃદય તેમ દેશમાં સદાચારી મનુષ્યો. દેશમાંના લોક પ્રામાણિક, શૂર, સદાચારી, ન હોય તો તે દેશને કોઇપણ માન આપતું નથી, તથા તે દેશની કીર્તિ જગત્માં ફેલાતી નથી. જે દેશમાંનાં લોક પોતાનાં કર્તવ્ય કર્મ તરફ લક્ષ ન આપતાં કેવળ લક્ષ્મીભક્તને મોજ મઝા મારનારા થયા છે, તે દેશની કદીપણ ચઢતી થતી નથી.

દેશમાં ઘણા નીતિગ્રંથ લખાયાથી અથવા વિદ્યાલયો સ્થપાયાથીજ લોક સમુદાયનું વર્તન સુધરશે, એમ માનવું વ્યર્થ છે. લોકોને ઉદાહરણ લેવા યોગ્ય દેશમાં ખરા સદાચરણી મનુષ્યો હોવા જોઈએ. 'यथा राजा तथा प्रजा' એવી લોકોમાં કહેવત ચાલે છે, તથાપિ યુરોપખંડના કેટલાક દેશોનો ઇતિહાસ અવલોકન કરીએ તો 'यथा प्रजा तथा राजा' એમ માલમ પડી આવે છે. ઇંગ્લાંદના પહેલા ચાર્લ્સ તથા ફ્રાન્સના સોળમાલુઇએ લોકકલ્યાણતરફ કેટલું લક્ષ આપવું જોઈએ એવું રાજાઓને સારીરીતે શીખવેલું છે. એ રાજાઓએ પ્રજાના કહેવાને બીલકુલ ન ગણકારવાથી પ્રજા અને રાજા વચ્ચે મોટો બળવો ઉઠયો હતો. રાજ્યનું બંધારણ તદ્દન બદલાઈ ગયું હતું. ફ્રાન્સમાં તો તે વેળાથીજ પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઇ છે. ભરતખંડના પ્રાચીન ઈતિહાસમાં પણ એવાં ઉદાહરણો જણાઈ આવેછે. લોકકલ્યાણ તરફ લક્ષ ન આપ્યાથી પ્રજાએ વેન નામના રાજાને પદભ્રષ્ટ કીધો; જે ઠેકાણે લોક સદાચરણી, હોશીઆર, પ્રામાણિક તથા નીતિમાન્ હોય તે ઠેકાણે રાજાએ ઉત્તમ રીતિએ વર્તવું જોઇએ. જ્યાં લોકજ લુચ્ચા, એકલપેટા, હરામખોર હોય ત્યાં તો રાજા પણ તેવીજ રીતે જુલમી હોય તેમાં શી નવાઈ?

દેશમાંના લોકસમુદાયમાં બહુ મતે જે ઠરે, એજ ઉત્તમ એમ ન સમજવું. કોઈ વખતે લુચ્ચા, તથા મસલતી લોકોના ઉદ્યોગથી લોકોને ઠગાઈ ભરેલાં મતો ખરાં લાગે છે. લોકો કહે, તથાપિ સ્વતંત્રપણે વિચાર કરી, યોગ્ય લાગે તેનોજ ધૈર્યથી સ્વીકાર કરે તેવા પુરુષો દેશમાં હોવા જોઇએ. એવા પુરુષોવિના દેશને ખરી સ્વતંત્રતા મળવાની નથી. કાયદાકાનુન ગમે તેટલા ઉત્તમ હોય તથાપિ જ્યાંસુધી લોકોનું વર્તન સારૂં નથી, ત્યાંસુધી

દેશસ્થિતિ કદી પણ સુધરવાની નથી; જે દેશમાં લોકસમુદાય નીતિમાન્ નથી તે દેશને કોઇપણ દિવસ સ્વતંત્રતા મળવાની નથી અને દૈવયોગે મળી તો તે નિરુપયોગી છે. દરેક જણુ પોતાનું ઉચ્ચ કુળ, તથા પૂર્વજોની મોટી કીર્તિ ને પોતાના પૂર્વજોએ કેવાં કેવાં પરાક્રમ કીધા, તેમણે જુલમમાંથી છૂટા થઇને સ્વતંત્રતા સંપાદન કરવામાટે કેવા કેવા પ્રયત્ન કીધા, એ બાબત નિરંતર મનમાં રાખી, તે પ્રમાણે આચરણ કરે તો તે કદી પણ જુલમમાં રહેવાનો નથી. પૂર્વજોની મોટાઇ જેમ મનુષ્યને જગતમાં આગળ પગલું ભરવાને ઉપયોગી થાય છે, તેમજ દેશનો પ્રાચીન ઇતિહાસ ઉત્તમ હોયતો લોકસમુદાયને તે અતિશય ઉપયોગી થઇ પડે છે. તેજ કારણસર આગળ કરતાં આજની સ્થિતિ ઉત્તમ છે, એવું દર્શાવવામાટે પરકીય લોક જીતી લીધેલા દેશનો ઇતિહાસ જેમ બને તેમ ખરાબ રીતે લખે છે. પ્રાણસંકટે અફઝુલખાન સાથે શિવાજીએ ચલાવેલા આચરણને દોષપાત્ર ઠરાવનાર ઇતિહાસકાર, કલૈવ અને હેસ્તિંગ્સે કીધેલાં દુષ્ટ કૃત્યોને ઢાંકી નાંખે છે. સત્યશોધકે બીજાની આંખે ન જોતાં સત્યાસત્યનો વિચાર કરવો જોઇએ. પરકીય લોકોએ કહ્યું કે બ્રાહ્મણ લુચ્ચા તો તેજ પ્રતિધ્વનિએ દશદિશા ન ભરતાં, *મનુ, વ્યાસ, ગૌતમ, કણાદ, કપિલ, વાલ્મીકિ એઓ જેવી રીતે પોતાની કીર્તિ યુરોપ તથા અ-

---

* અત્રે જણાવેલાં નામોમાં સૌથી પ્રથમ ગણેલો મનુ કે જેની સ્મૃતિ બીજા ઋષિઓની સ્મૃતિયો કરતાં વધારે વજનદાર લેખાય છે એ મનુ જાતે બ્રાહ્મણ ન હતો, પણ ક્ષત્રિ હતો, એમ પંડિત ગટ્ટુલાલજીએ " શાસ્ત્રના નિષ્પક્ષપાતપણા " વિષે આપેલા ભાષણમાં જણાવ્યું હતું.

મેરિકામાં ગજાવે છે, તેવીજ રીતે અમે ગજાવીએ એવું મનમાં લઇને આચરણ કરવું એ ઉત્તમ છે. પૂર્વે થઈ ગએલા પ્રસિદ્ધ પુરુષોએ કીધેલાં પરાક્રમ તથા મહત્કાર્યો નજરમાં રાખવાં જોઇએ.

દેશનો ઈતિહાસ એટલે મનુષ્યોનાંજ ચરિત્રો. મહાત્માઓનાં ચરિત્ર એજ અનુભવનો ભંડાર એમ કહેવામાં કંઇ પણ હરકત નથી. એનો યોગ્યરીતિએ ઉપયોગ કીધાથી દેશની ઉન્નતિ થયાવિના રહેતી નથી. મનુષ્યોપર જેવી રીતે વિકટ પ્રસંગ આવે છે તેમ દેશપર પણ આવે છે. ચરિત્ર કે ઇતિહાસ એમાં જે બાબતો લખેલી હોય તે આવા વિકટ પ્રસંગેજ બનેલી હોય છે. માત્ર સ્વતંત્રતાની ઇચ્છા તથા દેશાભિમાન ઘણામાં હોય છે, પણ જેઓ તેને માટે દુઃખ ભોગવે છે, તેમનુંજ આચરણ સ્તુત્ય છે. કેવળ આપણા પૂર્વજોના ગુણોનાં વખાણ કર્યા કરવાં અથવા આપણામાં ચાલતી આવેલી રૂઢિઓ ગમે તેવી હોય તોપણ તેનું મંડન કર્યા કરવું, એજ કેટલાકને સ્વદેશાભિમાન લાગે છે, પરંતુ એમ સમજવામાં તેઓ ભૂલ કરે છે. નષ્ટ વૈભવનેમાટે ગર્વયુક્ત થઇને તેને વિષે બડબડ કરતાં બેસવું એમાં શો માલ? તેમજ દેશાભિમાન દેખાડવામાટે લાંબાં લાંબાં વ્યાખ્યાનો બબડી જવાં અથવા વર્તમાનપત્રોમાં નિબંધ લખવા એમાં શો સાર? એથી દેશને કંઇપણ ખરો ફાયદો થતો નથી. અમારા નવીન સુધારકોએ બાળલગ્ન કે વિધવા પુનરૂદ્વાહપર લાંબાં લાંબાં ભાષણો આપીને તેનો સમૂળગો અટકાવ કીધો. મોંઢે બક્યા જવું ને શ્રોતાઓનો અમૂલ્ય વખત ગુમાવવો એમાં શો અર્થ? ખરૂં અને સ્તુત્ય દેશાભિનામ આનાથી ભિન્ન છે. તે પુરુષો પોતાનું કર્તવ્ય ધૈર્ય ને પ્રામાણિકપણાથી કરીને દેશને

ફાયદો થવા જેવું લોકોમાં ધૈર્ય ને ઉત્સાહ ઉત્પન્ન કરે છે. તેઓ, પ્રસંગ આવે છે ત્યારે પૂર્વે થઇ ગએલા મહાત્માઓ, જેમણે ધર્મ કે સ્વતંત્રતાના રક્ષણનેમાટે અનેક દુઃખો ભોગવીને અક્ષય કીર્તિ સંપાદન કીધી છે, તેમનાં ઉદાહરણો લોકોની નજર આગળ મૂકી તેમને સન્માર્ગ તરફ વાળીને દેશને અનેક લાભ કરે છે. દેશ મોટો થવાને રાજ્ય મોટું હોવું જોઇએ એમ કંઇ નથી; પણ માત્ર દેશમાંના લોકો મોટા હોવા જોઇએ. ગ્રીસ દેશનું રાજ્ય તદ્દન નાનું હતું તથાપિ તે દેશના લોકોનાં પરાક્રમની, વિદ્યાની, કળાકૌશલ્યની, તથા સ્વદેશાભિમાનની કીર્તિ અજરામર થઇ છે. શિવાજીએ યવનોની પીડામાંથી ગોબ્રાહ્મણનો છૂટકારો કરવાનો પ્રયત્ન કીધો, ત્યારે તેનું રાજ્ય મોગલ રાજ્ય કરતાં કંઈજ મોટું ન હોતું. રોમન લોકોનું રાજ્ય અતિ વિસ્તીર્ણ હતું. પણ ત્યાંના લોકો આળસુ, ગર્વિષ્ટ, ને સહેલાણી હતા તેને લીધે તે રાજ્ય પોતાની મેળે નાશ પામ્યું.

ફ્રાન્સ દેશમાં ચોદમો લુઇ મોટો હોશિયારને રાજકારસ્થાની હતો. તેણે હૉલન્ડ દેશ જીતી લેવાને ઘણાં વર્ષો સુધી પ્રયત્ન ચલાવ્યો હતો. પણ તે સફળ થયો નહિ, ત્યારે તેણે પોતાના પ્રધાનને પૂછ્યું કે એવડા મોટા ફ્રાન્સ દેશનો રાજા યઃકશ્ચિત્ હૉલન્ડ દેશ જીતી લેવાને સમર્થ નથી, આ શું થોડું આશ્ચર્ય ? પ્રધાને ઉત્તર આપ્યો " મહારાજ એનું કારણ એ કે રાજ્ય વિસ્તીર્ણ હોય તોજ દેશ મોટો થાય છે એમ કંઇ નથી. જે દેશમાંના લોક સારા તે દેશ સારો. હૉલન્ડના લોક, ઉદ્યોગ, મિતવ્યય, શૂરાતન, ઉત્સાહ, ધૈર્ય ઈત્યાદિ ગુણોથી યુક્ત હોવાને લીધે એ દેશ તમને અજીંક્ય થયો છે."

દેશમાં સુધારો થવો અને તે નિરંતર ચાલુ રહેવો એનો આધાર લોકોના સદ્વર્તન ઉપર છે,લોકોમાં ધૈર્ય,શૌર્ય,ઐક્ય, આ ગુણો સદ્વર્તનવિના આવતા નથી, ને તે શિવાય દેશને રાષ્ટ્રપણું પ્રાપ્ત થતું નથી. દેશમાંના લોક એકલપેટા, સહેલાણી હોય તો દેશ સુધારાના શિખરે પહોંચ્યો હોય તોપણ તેની દુર્દશા થયાવિના રહેતી નથી. જે દેશ નિકૃષ્ટ સ્થિતિએ પહોંચેલો હોય,તેમાં સારા દૈવયોગથી કે ઈશ્વરકૃપાથી જ્યારે ખરા સ્વદેશાભિમાની પુરૂષો ઉત્પન્ન થાય, તેઓએ સદ્વર્તન વધારવાનો ઉદ્યોગ કરવો જોઇએ, કારણ તે શિવાય કોઇપણ રીતે દેશનો ઉદય થતો નથી.

---

# ભાગ ૨.

## ગૃહશિક્ષા.

---

माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।
न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥ हितोपदेशः ॥

જે માબાપ પોતાના બાળકને પઠનપાઠન કરાવતાં નથી તે તેનાં શત્રુ છે; કેમકે જેવી રીતે હંસના ટોળામાં બગલો શોભતો નથી તેવી રીતે વિદ્વજ્જનથી સુશોભિત થએલી સભામાં તે અભણ માન પામતો નથી.

મનુષ્યનાં પૂર્ણ સદ્વર્તન ઠસવાને ઘર એ મુખ્ય શાળા છે. પ્રત્યેક મનુષ્યને નીતિ કે અનીતિનું વલણ લાગે છે તે પ્રથમતઃ ઘણું કરીને ઘરમાંથી લાગે છે. પ્રથમતઃ લાગેલા વલણની અસર જન્મ સુધી તેમામાં રહે છે. મનુષ્યને જેવી રીતનું ઘરમાં શિક્ષણ

મળે છે તેવી રીતનો તે નીવડે છે. ગૃહશિક્ષા એજ સદ્વર્તનનો પાયો છે. સદ્ગુણ ઉપર પ્રીતિને દુર્ગુણ તરફ તિરસ્કાર, વિદ્યાની અભિરૂચીને આળસ તરફ ધિક્કાર એ સર્વ જેવી રીતે ઘરમાં મનુષ્ય શીખે છે તેવી રીતે તે સારો કે નઠારો થાય છે. દેશમાં રહેનારા લોકોમાં સારી કે નઠારી પદ્ધતિઓ હોય છે તેનું કારણ પણ કેટલેક દરજ્જે ગૃહશિક્ષાજ છે એમ કહેવામાં કંઇપણ હરકત નથી. કિંબહુના કાયદાકાનુન સારા કે નઠારા થાય છે તેનું કારણ પણ ગૃહશિક્ષાજ છે એમ કહીએ તો ચાલે; કેમકે દેશમાં કોઈપણ રીવાજ પાડવો કે કાયદા બાંધવા એમાં આગેવાનોજ ભાગ લે છે. ત્યારે અર્થાત્ તેમને જેવી ગૃહશિક્ષા મળી હોય તે પ્રમાણે તેમને હાથે કામો થાય છે.

મનુષ્યોને લોકોનો સમાગમ થતાં પહેલાં કુટુંબીઓનો થાય છે. આ તો સૃષ્ટિક્રમજ છે. એ કારણમાટે મનુષ્યનું વર્તન ઘરમાં સારૂં હોવું જોઇએ એટલે સ્વાભાવિક રીતે તે લોકોમાં સારી રીતે વર્તશે. કુટુંબનાં મનુષ્યો સાથે વર્તન ચલાવવાના જેવા ભિન્ન ભિન્ન પ્રસંગ તેનાપર આવી પડે છે, તેવા લોકોના સાથે વર્તવામાં આવતા નથી. એટલામાટે જે ઘરમાં સારી રીતે વર્તતા હોય તે બહારના લોકો સાથે પણ સારી રીતે ચાલે છે. તેથી ગૃહશિક્ષા એ દેશ સુધારાનો પાયો છે એમ કહીએ તો ચાલે; કારણ જે દેશમાં સારા લોક હોય તેજ દેશ સુધરેલો કહેવાય. ઉત્તમ લોક નીપજવાને ગૃહશિક્ષા એ મુખ્ય કારણ છે. પોતાના સદ્વર્તનથી ઘરમાંનાં સ્ત્રી તથા બાલકોને સન્માર્ગ દેખાડવાને બદલે–યથેચ્છ આચરણ કરીને " વિદ્યાનો પ્રસાર થવો જોઇએ–સ્ત્રીશિક્ષણની વૃદ્ધિ થવી જોઇએ–સુધારો

થવો જોઈએ" એવા વ્યર્થ બકવાદથી વર્તમાન પત્રોમાં ગોંગાટ કરી મૂકવો એમાં કંઈ પણ માલ નથી ? એ બધા મોંના ગપાટા છે. ઠેરવેલા નિયમો પ્રમાણે પરીક્ષાઓમાં ઉતર્યાથી કૃતકૃત્યતા ન માનતા ગ્રંથ સંપાદિત જ્ઞાનનો ઉપયોગ ઉદાહરણ રૂપે આધુનિક વિદ્વાનો કરી બતાવશે તો સુધારો પવનપર આરોહણ કરીને શીઘ્ર ગતિથી ચાલશે.

મનુષ્ય ગમે તેટલો બુદ્ધિમાન્ હોય તોપણ બાલ્યાવસ્થામાં જે લોકોમાં તે વસ્યો હોય, તેમના કાંઇપણ ગુણ તેનામાં આવ્યાવિના રહેશે નહિ. મનુષ્ય જન્મે છે ત્યારથીજ તે કંઇ સારો કે નઠારો હોતો નથી. તેનું સદાચરણ કે, દુરાચરણ જે તેનું પાલનપોષણ કરે છે કે શિક્ષણ આપે છે તેનાં આચરણપર આધાર રાખે છે. એક સ્ત્રીને ચારેક વર્ષનો એક છોકરો હતો તેણે એક વિદ્વાન્‌ને પૂછ્યું "મહારાજ આ છોકરાના શિક્ષણનો આરંભ ક્યારે કરવો ?" તે વિદ્વાને કહ્યું કે "બહેન હજુ તમે આરંભ કર્યો નથી શું ? ત્યારે તો જે ચાર વર્ષ ગયાં તે વ્યર્થ ગયાં. છોકરાંઓનો જન્મકાળ એજ તેમના શિક્ષણનો પ્રારંભ કાળ છે."

બાલકો જે કંઇ સાંભળે છે કે જુએછે, તેનું અનુકરણ કરે છે. અનુકરણ એજ તેમનું પ્રથમ શિક્ષણ છે. ઉદાહરણ એજ તેમનો મોટો ગુરુ છે. લોકોને આ અનુકરણનું મહાત્મ્ય વિશેષ લાગતુ નથી. પણ તેની અસર મરણપર્યંત રહે છે. બાલ્યાવસ્થામાં બાલકોનો જેવો સ્વભાવ બને છે તેવોજ તે નિરંતર રહે છે. મોટપણમાં શિક્ષણથી ગમે તેવા સદ્‌ગુણ પ્રાપ્ત થાય તોપણ બચપણના સ્વભાવનો કંઈક અંશ તેનામાં રહેજ છે.

બાલપણે બાલકોને જે કંઇ શીખવ્યું હોય. તે તેમનાં મનમાં પૂર્ણ રીતે ઠસીને મરણપર્યંત તેમજ રહે છે. સદ્ગુણ કે દુર્ગુણનું બીજારોપણ તેજ વખતે થાય છે. એટલામાટે સદ્ગુણનો પાયો નાંખવાનો વખત બાલપણ છે.

બાલકનો જન્મ થયા પછી, થોડોક વખત ગયા કેડે સર્વ વસ્તુઓ તેને નવી ભાસે છે. આ વખતે તેનું મન જેમ વાળીએ તેમ વળે છે. તેને વલણ આપનાર સુજ્ઞ હોય તો તે બાલક ઉદય પામ્યાવિના રહેશે નહિ. બચપણે બાલકનું અંતઃકરણ આરસી જેવું નિર્મળ હોય છે. તેમાં જ્ઞાન સૂર્યનાં જે કીરણો પડે તેનું પરાવર્તન થયાવિના રહેજ નહિ. આ પ્રસંગે તે જે શીખે છે તે આખી જીંદગીસુધી ભૂલાતું નથી. વિદ્વાનોમાં પણ કોઇને, ગણિતપર, કોઇને કાવ્યપર, ને કોઇને શાસ્ત્ર ઉપર અધિક પ્રીતિ હોય છે; એનું કારણ એજ કે તેને નાનપણમાં તે તે વિષય તરફ અધિક મન લાગવા જેવી સંગતિ પ્રાપ્ત થઈ હશે એવું કેટલાકનું મત છે. સ્કૉટલન્ડમાંનો પ્રસિદ્ધ કલ્પિત કથા લખનાર ' સરવાલ્ટરસ્કૉટ ' એને વિષે એમ કહે છે કે તે પોતાની મા ને દાદી એમની પાસેથી નિરંતર કહાણીઓ સાંભળતો હતો તેથી કલ્પિત કથા રચવાનો એને શોક લાગ્યો હતો.

સુસ્વભાવ, ઉદ્યોગ, સારીટેવ ઈત્યાદિ. મનુષ્યના સુખનાં સાધન એ નાનપણથી. હળવે હળવે મનુષ્યમાં વૃદ્ધિ પામે તો તે સદાચરણી થાય. મનુષ્યમાં સ્વાભાવિકરીતે કંઈપણ ગુણ હોય છે, તથાપિ તેનું આચરણ સારૂં કે નઠારૂં થવાને આસપાસના લોકોનું વર્તન વિશેષ કારણ છે. મહાન વિદ્વાન્ ઘણા વર્ષ દુષ્ટ અને દુરાચારી લોકોમાં રહે તો તેમના કંઇપણ દુર્ગુણ તેને

અંગે વળગ્યાવિના રહેતા નથી, તો પછી કોમલ બાલકોને સોબતની અસર થાય એમાં કંઇપણ આશ્ચર્ય નથી. દુરાચારી લોકોમાં સદાચારી મનુષ્ય નીપજે એ અસંભાવ્ય છે.

બાલકોને સારી કે નઠારી ગૃહશિક્ષા મળવી એ મુખ્યત્વે કરીને ઘરમાંનાં મનુષ્યોનાં આચરણપર આધાર રાખે છે. જે ઘરમાંનાં મોટાં માણસો પ્રેમથી, સદાચરણથી, પ્રામાણિકપણાથી ને ડહાપણથી વર્તે છે, તે ઘરમાંનાં બાલકો સુસ્વભાવવાળાં સદાચારી, પ્રામાણિક ને ડાહ્યાં થયાં વિના રહેતાં નથી. મોટા મનુષ્યો પોતે ઉત્તમરીતિએ ન ચાલતાં બાલકોને ગમે તેટલો ઉપદેશ કરે ને ગમે તેટલી ધમકી આપે, તો તેથી કંઇપણ સારું ફળ નીપજતું નથી. બાલકને સુશિક્ષિત થવાને સારું વલણ જોઈએ. તેને પ્રથમ સારે રસ્તે લગાડનાર તેની માતા છે. ઉત્તમ માતા એ સો ગુરુ કરતાં વધારે છે. બાલક જેટલું પોતાની માતાનું અનુકરણ કરે છે તેટલું બીજા કોઇનું કરતું નથી. બાલકોને નીતિશિક્ષણ જેટલું ઘરનાં મનુષ્યોનાં દેખીતા આચરણથી પ્રાપ્ત થાય છે તેટલું નીતિશાસ્ત્રનાં વચનોથી થતું નથી. ઉદાહરણની ગરજ ભાષણથી સરતી નથી. આસપાસ માઠાં ઉદાહરણ હોય તો નીતિશાસ્ત્રનું અધ્યયન તલમાત્ર ઉપયોગી નથી. એ તો 'પોથીમાંનાં રીંગણાં' જ સમજવાં. ગ્રંથમાંનાં વચનો પ્રમાણે વર્તનારા જગતમાં બહુજ થોડા હોય છે. મનુષ્યો, ઘણું કરીને એક બીજાના દેખાદેખી બધાં કામો કરે છે. એવું ન હોત તો દુરાચરણનો, નકામાં ગપ્પાઓનો કે દુષ્ટ રૂઢીઓનો પ્રસાર થયો ન હોત; કેમકે આવી બાબતોવિષે કોઇપણ ગ્રંથમાં લખેલું હોતું નથી.

પણ એકે કીધું કે તેનું જોઇને બીજો કરે છે. એ પ્રમાણે અનેક રીવાજોનો દેખાદેખી પ્રસાર થાય છે. દાખલાતરીકે તમાકુ ખાવાનો રીવાજ લઈએ. તમાકુ એ વસ્તુ પ્રાચીનકાળથી આપણા દેશમાં હતી એમ જણાતું નથી, કેમકે સંસ્કૃત ભાષામાં એનું નામ પણ નથી. એમ કહેવામાં આવે છે કે તે અમેરિકાખંડમાંથી આપણા દેશમા મુસાફરી કરવા આવ્યો ને હમેશમાટે વસ્યો. તમાકુ શરીરને કંઈપણ ગુણ કરે છે એમ વૈદ્યશાસ્ત્ર કે રસાયનશાસ્ત્રવેત્તાઓ કહેતા નથી. વળી શરૂઆતમાં એકદમ વ્યસન લગાડવા જેના માધુર્યાદિ ગુણો તેમાં હોય એમ પણ નથી; તથાપિ તે પ્રતિષ્ઠિત થઇને કાનખાળની ચમચીમાં બેસવા લાગ્યો છે. અને હાલ તમાકુ ખાવો એ પ્રતિષ્ઠિત ગણાઇ તેના પ્રવેશ ન હોય એવું ઘર મળવું મુસ્કેલ થઇ પડયું છે. કેટલાક ગૃહસ્થો પોતે પ્રતિષ્ઠિત છતા તમાકુ ખાતા હોય ત્યારે જો બાલક તેને હાથ લગાડે તો તેઓ કોપાયમાન થાય છે; ત્યારે અર્થાત્ બાલકોને તે છુપી રીતે ખાવાની ટેવ પડે છે! જ્યાં આસપાસ માઠાં ઉદાહરણો હોય ત્યાં બાલકોને નીતિવચનો નજ શીખવવાં એ વધારે સારું; કેમકે તેણે કરીને તે ઢોંગી બને છે. આ વચનો તો માત્ર મોંઢે બોલવાનાં છે એમ તેમને લાગે છે. સાંપ્રતકાળે અમારામાંના કેટલાક મોટા કહેવાતા ગૃહસ્થોના વર્તનથી અમારા દેશમાં ઢોંગીપણું ઘણુંજ વધતું જાય છે એ ઘણું શોચનીય છે. નવીન સમાજોમાં મૂર્તિપૂજાની નિંદા કરવી, પણ ઘરમાં ગણપતિ લાવીને ગુપ્ત રીતે એક ખુણામાં બેસાડવો.—જુના ભટ્ટાઓ પાસે તેની પૂજા કરાવવી. નવીન પદવીઓ ધારણ કરનારાઓ પાસે તેની નિંદા કરવી.—મ્લેચ્છો સાથે બેસીને મેજ-

પર અભક્ષ્ય ભક્ષણ કરવું–જુના લોકોની સાથે પીતાંબર પહેરી પાટલાપર બેસી જાતિભેદ માનવા નહિ. લગ્ન કાર્યનો પ્રસંગ આવે ત્યારે નાતમાં જવું, લગ્નમાં નકામા ખરચ કરવો નહિ એમ કહેવું, પણ પોતાના છોકરાનેમાટે મોટી પહેરામણી માંગવી- વગેરે. એવા વર્તનથી બાલકોને તથા આસપાસનાં માણસોને નીતિનું વલણ કેમ લાગે? બાલકો ગમે તેટલાં નાના હોય તોપણ પોતાનાં માબાપ બોલે છે તેમ ચાલે છે કે નહિ એ તેમને જણાઈ આવે છે. પેટનેમાટે કથા કરનારા વ્યાસજીઓ સારો બોધ આપે છે પરંતુ તેથી એક પણ શ્રોતાનું મન વિરક્ત થયું દેખાય છે શું? ભાગ્યેજ. તેનું કારણ એજ કે તેઓ બોલે છે તેમ વર્તતા નથી.

નાનપણથી સદ્‌ગુણી મનુષ્યોનું અનુકરણ કરવાની ટેવ પડવાથી દીર્ઘકાળે મનુષ્યમાં સદ્વર્તન ઠસે છે. એક વખત તે બરાબર ઠસ્યા પછી ફરીને છુટતું નથી. બાલકોની નજર આગળ કંઇ માઠી ચાલ ચલાવી તો શું થયું એમ ઘણાકને લાગે છે; પરંતુ એ વિષે કીડીઓના દર તરફ નજર કરવી જોઇએ. કીડીઓનો જીવ કેટલો ને તેમનામાં મટોડી લાવવાની શક્તિ કેટલી? પણ એક એક રજ મટોડી લાવી મોટા મોટા ભયંકર સર્પ રહી શકે એવા દર કીડીઓ બનાવે છે. એજ પ્રમાણે કોઇ વખત માબાપની દુષ્ટ ચાલચલણ બાલકોના જોવામાં આવે તો તેમને તેવી ટેવ પડીને તેમાંથી અનેક માઠાં પરિણામ નીપજે છે. જેમ તલ તલપુર મટોડીનો એક ઠેકાણે ઢગલો કર્યાથી ડુંગર થાય છે, તેમ થોડું થોડું સુશિક્ષણ એકઠું થવાથી સદ્વર્તન વૃદ્ધિ પામે છે. કહેવત છે કે ' ટીપે ટીપે સરોવર ભરાય ને કાંકરે કાંકરે

પાળ બંધાય. પિતા કરતાં પહેલાં બાલકને માતા તરફથી શિક્ષણ મળેછે; એટલા માટે વેદમાં પણ તેને ઘણું મહત્વ આપેલું છે. કેમકે પ્રથમત: 'તું* **માતૃદેવથા**' એમ કહીને પછી '**પિતૃદેવથા**' '**આચાર્ય દેવથા**' એમ કહેલું છે. બાલકો પર જેવો માતાનો પૂર્ણ અમલ બેસે છે, તેવો બીજા કોઈનો બેસતો નથી. આખો દિવસ તેની મૂર્તિ તેના અંતઃકરણમાં રમી રહેછે, માટે તેના વર્તનનુંજ બાલક નિરંતર અનુકરણ કરે છે.

નાનપણે મનુષ્યમાં જે સંસ્કાર ચોંટ છે, તે કદીપણ છૂટી શકતો નથી. નાના બીજથકી મોટું વૃક્ષ થાય છે, તેજ પ્રમાણે બાલકોની મનોભૂમિપર બાલ્યવસંતમાં જે ગુણ કે અવગુણનું બીજારોપણ થાય છે તે આગળ જતાં વધારે પ્રફુલિત થાય છે. માતાના મનમાં બાલકોવિષે પરમેશ્વરે અનુપમ પ્રેમ ઉત્પન્ન કીધો છે. સૃષ્ટિમાં તેની જે અસંખ્ય યોજનાઓ છે તેમાંની આ પણ એક છે. આ પ્રેમબંધ અવિચ્છિન્ન છે; તે કદીપણ તૂટતો નથી. જગત્માં મોટી સંપત્તિ મળે, કીર્ત્તિ વધે, અધિકાર પ્રાપ્ત થાય, તથાપિ માતાના પ્રેમથી ગદ્ગદિત થયો ન હોય એવો કોઇ પણ મનુષ્ય હશે શું ? દુઃખની વેળાએ માતા જેવું સાંત્વન કરે છે તેવું બીજા કોઇથી થશે શું ? સહજ ઠોકર લાગી કે તરતજ સ્વાભાવિકરીતે માણસના મોંઢામાંથી 'ઓ ! મા !' એવો ઉદ્ગાર નીકળે છે—એટલું બધું માતા ને બાલકનું ઐક્ય છે. આ

---

* માતાદેવ એ બહુવ્રીહિ સમાસ છે. એજ પ્રમાણે એની પછીના વાક્યમાં બાપ તથા ગુરુ એમને પણ દેવની માફક માનવા એમ અર્થ છે.

કારણોને લીધે તે જે સુશિક્ષણ આપે છે તેનો સંસ્કાર કદીપણ જતો નથી.

દેશમાં લોકસમુદાય સારો હોવાને ઉત્તમ પુરુષોની જેટલી આવશ્યકતા છે તેટલીજ ઉત્તમ સ્ત્રીઓની પણ છે. જે ઘરમાં પુરુષ સારો હોય ને સ્ત્રી કુભારજા હોય તો તે ઘરનાં બાલકો સદાચરણી નીવડે એમ થવું મુસ્કેલ છે. બાલક મોટપણે કેવું નીવડશે તેનો આધાર ઘણું કરીને માતાની કૃતિપર રહે છે. બાલકને પિતાથકી જે શિક્ષણ મળે છે તે કઠોર હોય છે. પિતાકને કંઇ પણ શીખતાં તેને કંટાળો લાગે છે, પણ માતાનાં લાડ તથા હેતથી તરત શીખે છે. પુરુષમાં બુદ્ધિ ન્યાયીપણું, શૌર્ય હોય તે પુરુષ ઉત્તમ તેમ સ્ત્રીઓમાં પણ દયા, શાંતિ ને માર્દવ એ ગુણો હોવા જોઇએ. પુરુષની ધમકીથી, જે કામ થતું નથી તે કામ સ્ત્રી પોતાના મધુર ભાષણથી કરે છે. બાલકને પિતાનો ધાક હોય છે, પણ માતાપર પ્રેમ હોય છે. પિતા બાલકને વિદ્યા શીખવે છે, પણ સદ્ગુણોનું શિક્ષણ તેને માતાથકીજ પ્રાપ્ત થાય છે માટે બાલક સદાચરણી નીવડવાને સુશિક્ષિત માતાની આવશ્યકતા છે.

જે ઘરમાં સ્ત્રી સુસ્વભાવવાળી હોય તેવા ગરીબ ઘરમાં જેવું સુખ હશે તેવું મોટા શ્રીમંતોને ઘેર પણ ભાગ્યેજ હશે. સુસ્ત્રી પોતાના કોમલ સ્વભાવથી પુરુષને સુખી કરે છે; તેને દારિદ્રય કે શ્રમનું કષ્ટ પામવા દેતી નથી, તથા સદા તેને સંતુષ્ટ રાખે છે.

જે ઘરની સ્થિતિ સારી છે તે ઘર બાલકોને સુશિક્ષણ પ્રાપ્ત થવા યોગ્ય છે એટલુંજ નહિ, પણ તે ઉમરે પહોંચેલા પુરુષોને પણ સદ્ગુણો પ્રાપ્ત થવાનું સ્થાનછે. ઉલ્હાસીપણું,

શાંતિ, આત્મ સંયમન, ઇત્યાદિ ગુણો શીખવાની ખરી નિશાળ પૂછો તો સારૂં કુટુંબ એજ છે. વધારે શું પણ પરોપકાર ને, સ્વદેશ પ્રીતિ એ ગુણો પણ સારી ગૃહશિક્ષા વિના આવતા નથી. જેનું વર્તન ઘરમાં સારૂં નથી તે બહારના લોકો સાથે સારી રીતે કેમ વર્તશે ?

ગૃહશિક્ષા સારી હોવાથી જેવીરીતે લાભ થાય છે તેમજ તે નઠારી હોવાથી હાની પણ ઘણી થાય છે. બાલપણથી તે વીશ વર્ષ સુધી મનુષ્યના મનમાં જે દુર્ગુણ ઠસે છે, તે થકી આખા જન્મારાને હાની થાય છે. માતપિતા થકી જે દુર્ગુણ લાગે છે. તે આગળ જતાં ગમે તેવો સારો ગુરુ મળ્યો હોય તો પણ છૂટતા નથી. જો માતપિતા દુરાચારી, વ્યસની, કજીઆખોર. ને આળસુ હોય તો, તેનાં બાલકો સારાં કેમ નીવડે ? એવાં માતપિતાને પેટે જન્મવું એ બાલકોનું મોટું દુર્દૈવ છે. એવાં બાલકોને સુખ કેમ મળશે ? તેઓ પોતે દુ:ખી થઇને બીજાને પણ ત્રાસ આપનારાં થાય છે. નેપોલીઅન બોનાપાર્ટ કહેતો કે બાલક સારૂં કે નઠારૂં નીવડે એ તેની માતા ઉપર આધાર રાખે છે. તે પોતે પોતાની માતુશ્રીને ઘણું માન આપતો હતો. તે એમ કહેતો કે મારામાં જે સારા ગુણો આવ્યા છે તે મારી માતાના શિક્ષણથીજ આવેલા છે. તે બાલપણમાં તેની આજ્ઞામાં રહેતો, ને તેની સાથે પ્રેમથી વર્તતો હતો. પોતાની માતાની આજ્ઞાનો ભંગ તે કદી પણ કરતો ન હતો. પિતા નઠારો હોય તો પણ માતા સારી હોવાથી બાલકો ઉત્તમ ગુણવાળાં થયાં હોય એવાં ઘણાં ઉદાહરણો મળી આવશે; પણ માતા નઠારી અને બાપ સારો હોય તેનાં બાલકો સદ્ગુણી નીવડ્યાં હોય એવાં ઉ-

દાહરણો ક્વચિત્ મળશે. બાપે આપેલું શિક્ષણ લોકોમાં જેટલું પ્રસિદ્ધ થાય છે, તેવું માતાએ આપેલું શિક્ષણ થતું નથી. તથાપિ બાળકો સારા નીવડે એનેમાટે માતાનુંજ શિક્ષણ વિશેષ મહત્વનું છે. પિતા કરતાં માતા તરફ બાળકોનો પ્રેમ વધારે હોય છે—એનું કારણ એજ કે પિતાએ આપેલું શિક્ષણ કાયદાનીતિયુક્ત હોય છે; પરંતુ માતાએ આપેલું શિક્ષણ શબ્દાલંકારયુક્ત કાવ્યથી અપાયલા નીતિબોધ જેવું હોય છે. કાયદાનું શિક્ષણ એટલે-અમુક કામ કર્યાથી અમુક રીતનું પરિણામ થશે ને તેમાટે અમુક શિક્ષા મળશે એવું ધમકી ભરેલું ભાષણ. શબ્દાલંકારયુક્ત કાવ્યનું શિક્ષણ એટલે અમુક અમુક કામોનાં અમુક તરેહનાં દુષ્પરિણામ થાયછે માટે સારા માણસ તેવાં ખરાબ કામો કરી પોતાની જીંદગી વ્યર્થ ખોતાં નથી. માતાએ આપેલું શિક્ષણ પ્રેમયુક્ત હોય છે. માતા કહે તે સાંભળતાં બાળકને આનંદ ઉપજે છે. પિતાપુત્ર બંને સરખા વિદ્વાન કે શૂર હોયતોપણ પરસ્પરમાં વેર હોય એવા ઘણા દાખલાઓ મળી આવે છે; તથાપિ પુત્ર ગમે એટલો શૂર કે વિદ્વાન્ થાય તોપણ માતા વિષેનો તેના અંતઃકરણમાનો પ્રેમ કદિપણ ઓછો થતો નથી. સિકંદર બાદશાહના પ્રધાને તેને તેની માતાની રાજ દરબારી વર્તણુક વિષે લખી જણાવ્યું ત્યારે તેણે એવો ઉત્તર વાળ્યો કે મારી માતુશ્રીનું એકજ અશ્રુ બિંદુ આ સઘળાં પત્રોને લુછી નાંખવાને બસ છે.

કેટલાકને સ્ત્રીઓનું વિશેષ મહત્વ લાગતું નથી, તેથી તેઓ બાળકોનાં શિક્ષણ તરફ લક્ષ આપે છે, તેવું છોકરીઓનાં શિક્ષણ તરફ આપતા નથી. પણ આ એક મોટી ભૂલ છે. વ્યવસ્થા,

ઉદ્યોગ, મિતવ્યય, સ્થિતિ પ્રમાણે વર્તન કરવું,સંસાર વ્યવહારની માહિતી, કરકસર આ ગુણો નાનપણથી છોકરીઓને શીખવવ જોઇએ. જે કુટુંબની સ્ત્રીઓમાં આ ગુણો હોય છે, તેજ કુટુંબ સારૂં છે એમ સમજવું. તેજ સ્થલે બાલકોને ગૃહશિક્ષા મળે છે. ઘરમાંની સ્ત્રીઓ વખતસર પોતાનું કામ ન કરે તો પુરુષોનાં કામોની અવ્યવસ્થા થાય છે. માબાપનું અનિયમિતપણું જોઇને બાલકો પણ તેવુંજ શીખે છે. ઘરમાંની સ્ત્રીઓ મિતવ્યય કરે નહિ તો પુરુષ ગમે એટલું કમાઇ લાવે તોપણ તેનું દારિદ્રય દૂર થતું નથી. કાંણી કોઠીમાં ગમે તેટલું પાણી ભરો પણ જ્યારે જુઓ ત્યારે ખાલીની ખાલી, તેવી સ્થિતિ સારી સ્ત્રીવગરના કુટુંબની બને છે. સારાંશ, સારી ગૃહશિક્ષા મળવાને ઘરમાંનાં સ્ત્રી પુરુષો બન્ને સદાચારી હોવાં જોઇએ. સ્ત્રી બાલકો નીતિવાન થવાને સ્ત્રીઓ સુશિક્ષિત હોવી જોઇએ. ઘણીક સ્ત્રીઓમાં સ્વચ્છતા, આરોગ્ય રક્ષણ, પાકનિષ્પતિ ઈત્યાદિ ગુણો ન હોવાને લીધે બાલકોના માઠા હાલ થાય છે.

માતાની મૂર્ખાઇને લીધે બાલકો માંદા પડે છે, એટલુંજ નહિ પણ કેટલીક વેળાએ તેઓ મરણ પણ પામે છે. વાસ્તવિક રીતે જોતાં ગરીબોનાં છોકરાંઓ કરતાં શ્રીમંતોનાં છોકરાંઓ સશક્તને નીરોગી હોવા જોઇએ. પણ માબાપોને આરોગ્ય રક્ષણના નિયમો માલમ ન હોવાથી તેઓ પોતે અશક્ત હોય છે, તેવીજ તેમની સંતતી પણ નિર્બળ નીપજે છે. સ્ત્રીઓ કેવળ પુરુષોનાં સુખને કાજેજ ઉત્પન્ન કરી છે એમ સમજવું એ મૂર્ખાઈ ભરેલું છે. પુરુષો પ્રમાણે જગત્‌માં સ્ત્રીઓનાં પણ અનેક કર્તવ્ય છે. પુરુષ તથા સ્ત્રીમાં માત્ર બુદ્ધિ સંબંધે વિલક્ષણ ભેદ છે

એમ ઉપર ટપકેથી જોતાં જણાતું નથી. પુરુષ તથા સ્ત્રી મળીને એક પૂર્ણ મનુષ્ય થાય છે. એવું છે ત્યારે સ્ત્રીઓને વિશેષ શિક્ષણ ન જોઇએ એ સમજ ટૂંકી છે. કેમકે શરીરના એક ભાગની ઘણી સંભાળ લઇએ ને બીજા ભાગની ન લઇએ તો શરીર સારૂં રહેતું નથી. તેવીજ રીતે જે દેશમાં પુરુષોને શિક્ષણ મળે અને સ્ત્રીઓ અજ્ઞાન સ્થિતિમાં રહે તે દેશમાંનો લોક સમુદાય કદિપણ ઉન્નત દશા પામતો નથી.

સ્ત્રીઓ તથા પુરુષોનું કર્તવ્ય જગતમાં ભિન્ન છે, તે કારણસર એકને જે શિક્ષણ મળે તે બીજાને ઉપયોગી થઇ પડશે એમ સમજવું એ પણ મૂર્ખાઇ ભરેલું છે. કેટલીક બાબતો પુરુષોએ અવશ્ય શીખવી જોઇએ, પણ તે બાબતો સ્ત્રીઓ ન શીખે તો ચાલે. સ્ત્રીઓને શીખવાના મુખ્ય વિષયો ન શીખવતાં બીજાજ વિષયો શીખવવામાં આવે તો તેથી કંઇપણ લાભ નથી. આજકાલના સ્ત્રી શિક્ષણ તરફ પ્રિય બહેનો જરા નજર તો કરો! શું સ્ત્રીઓની કેળવણી બૂટ, સ્ટૉકીંગ્સ પહેરવામાં કે પરપુરુષો સાથે શેકહૅન્ડ કરવામાં, કે કોઇપણ અંગરેજી રીતભાતનું અનુકરણ કરવામાં સમાએલી છે? શું પ્રાચીનકાળની ગાર્ગી, સાવિત્રી, અનસૂયા ઇત્યાદિ સ્ત્રીઓ આજકાલ ચાલે છે તેવા સ્ત્રીશિક્ષણથી શિક્ષિત થઇને પ્રખ્યાતિ પામી છે? બિચારીઓ ભૂગોળમાં ઘણી વખાએ વાંચે છે કે એશિયાખંડ યુરોપ ખંડની પૂર્વ દિશાએ છે. પણ હીનભાગ્યે તે બિચારી અબળાઓને ચુલામાંથી ધુમાડો કેણી ગમ જાયછે તેપણ માલમ પડતું નથી! તેઓ ઇતિહાસ વગેરે ઘણાં પુસ્તકો વાંચે છે, પણ માત્ર સાસુ સાસરા વિગેરે સાથે કેવી રીતે વર્તવું એથીજ અજ્ઞાન હોય

છે! ઘણી શોકજનક વાત છે કે કોઠવેળા હદબહાર પણ જાય છે! મનુ મહારાજે તો સ્ત્રીઓનું કર્તવ્ય આપ્રમાણે કહેલું છે:—

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्त हस्तया ॥

અર્થ–સ્ત્રીએ સર્વદા આનંદી રહેવું, ઘર કામમાં ચતુર થવું, ઘરમાંનો સરસામાન સારી રીતે રાખવો, ને કરકસરથી ખરચ કરવો.

એટલાં મુખ્ય કર્તવ્ય સ્ત્રીઓનાં છે. તેમાટે તેમને સારૂં શિક્ષણ મળવું જોઇએ. હમેશાં આનંદિત રહેવાને ધર્મ તથા નીતિના શિક્ષણની જરૂર છે. ઘરકામમાં કુશલ રહેવાને પાક નિષ્પતિ વગેરે ક્રિયા સારીરીતે આવડવી જોઈએ. સરસામાન સાફસુફ રાખવાને આરોગ્ય રક્ષણના નિયમ ઈત્યાદિ વિષયો જાણવા જોઈએ, કરકસરથી ખરચ કરવાને થોડું ઘણું ગણિતનું જ્ઞાન હોવું જોઇએ. એ શિવાય સંસારમાં ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી. સંસારમાં સર્વને માથે દુઃખો ને અડચણો આવે છે પરંતુ જે વિદ્વાન્ તથા સુશિક્ષિત હોય છે તેજ તેમાંથી પાર પડે છે. સંસારમાં પુરુષો જેમ વિપત્તિમાં પડે છે તેમ સ્ત્રીઓ પણ પડે છે. સંસારમાં પુરુષોને જેમ દીર્ઘદૃષ્ટિ રાખવાની જરૂર છે. તેમ સ્ત્રીઓને પણ છે. દ્રવ્ય સંપાદન કરવું એ પુરુષોના હાથમાં છે, પણ સંપાદન કીધેલાં દ્રવ્યનો યોગ્ય ઉપયોગ કરવો એ ઘણુંકરીને સ્ત્રીઓને સ્વાધીન છે. સ્ત્રી સ્વભાવતઃ ગમે તેવી સારી હોય પણ અશિક્ષિત હોય તો તેને પાતિવ્રતાદિ ગુણોનું રક્ષણ કરવાને અડચણ પડે છે. સ્ત્રી ધાર્મિક તથા નીતિમાન હોય તોજ પ્રાપ્ત થએલી સ્થિતિમાં સુખ માનીને પતિને તથા બાલકોને સુખ આપે છે.

જે દેશમાં સ્ત્રીઓ નઠારી હોય છે ત્યાં પુરુષો સારા હોતા નથી. એ કારણને લીધે દેશનો સુધારો કરવાની ઇચ્છા રાખનારાઓએ કેવળ પુરુષોની સ્થિતિ સુધારવા પાછળ મન લગાડવું એટલુંજ નહિ, પણ પુરુષોની માફક સ્ત્રીઓને પણ સુશિક્ષિત કરવી જોઇએ.એમ થયાથી દેશ સ્થિતિ સુધરશે. પણ તે સાંપ્રતકાળમાં ચાલે છે તેવું સ્ત્રીશિક્ષણ નહિ હો !

---

# ભાગ ૩.

## સંગતિ.

महाजनस्य संसर्गः कस्य नोन्नतिकारकः ॥
पद्मपत्रस्थितं वारि धत्ते मुक्ताफलश्रियम् ॥१॥

અર્થ :—ઉત્તમ પુરુષની સંગતથી કોનો ઉદય થતો નથી ? કમલપત્રપર પડેલું પાણીનું ટીપું મોતી જેવું જણાય છે.

બાલકો નીતિમાન્ થવાને ગૃહશિક્ષા સારી હોવી જોઇએ, એમ કહેલુંજ છે. ઘર એ સદ્વર્તન શીખવાની પહેલી નિશાળ છે. બાલક ઉમરે પહોંચીને શાળામાં જવા માંડે છે ત્યારથી બીજાં બાલકોસાથે તેને વર્તન કરવાના સમયનો આરંભ થાએ છે. એ તેની દ્વિતીય શાળા છે. બાલ્યાવસ્થામાં ગૃહશિક્ષા સારી મળી હોય તોપણ બહાર જે સંગતિ લાગે છે તેના ગુણદોષ તેનામાં આવ્યાવગર રહેતા નથી. મનુષ્ય નાનો અથવા મોટો ગમે તેવો હોય

તોપણ તેને સોબતની અસર થાય છે. પૌષ્ટિક અન્ન ખાવાથી શરીર પુષ્ટ થાય છે. તેમજ સારી સંગત હોય તો, સદાચરણ તરફ પ્રીતિ વધે છે.

નાનપણમાંજ મનુષ્ય બીજાનું અનુકરણ કરે છે એમ નથી; અનુકરણથી શીખવું એ મનુષ્યની પ્રકૃતિ સ્વાભાવિક હોય છે. તે જન્મપર્યન્ત જતી નથી. બોલવું, ચાલવું, બેસવું, રીતભાત, વિચાર, સમજણ, એ સર્વે ગુણો મનુષ્ય બીજાના જોઇને શીખે છે માટે સંગતિ એ પણ મનુષ્યનો મોટો ગુરુ છે

જરૂર સમજીનેજ મનુષ્ય બીજાનું અનુકરણ કરે છે એમ પણ નથી. કેટલીકવાર સ્વાભાવિક રીતે અનુકરણ થઇ જાય છે. બે મનુષ્યોનો એકસ્થળે સમાગમ થાય કે એકબીજાના વિચાર પરસ્પરમાં મળી ગયાવિના રહેતા નથી. જેનું વર્તન ઘડી ગએલું છે એવા બે વૃદ્ધ મનુષ્યોનો એકસ્થળે સમાગમ થાય તો તેમના પણ વિચારો બદલાઇ જાય છે, તો પછી જેનો સ્વભાવ પરિપક્વ થયો નથી એવાં નાનાંબાલકો જેની સંગતમાં રહે તેના ગુણો તેઓમાં આવ્યાવિના કેમ રહે ? વિદ્યાહિન મનુષ્યને દુષ્ટની સંગત લાગે તો તે સદાચરણી નીવડવાનો થોડોજ સંભવ છે. યુવાવસ્થામાં સંગતિની અસર જલદીથી લાગે છે. માટે જુવાનીમાં જેને સારી સંગત મળી હોય તેવા મનુષ્યોનું વર્તન સ્વાભાવિક રીતે ઉત્તમ થાય છે. યુવાવસ્થામાં કોઇ દુર્ગુણ વળગ્યો હોય ને પછીથી તે ખરાબ છે માટે છોડી દેવો જોઇએ, એવું મનુષ્યને પોતાને લાગે તોપણ તે એકદમ તેનાથી છૂટતો નથી. એજમાટે બાલપણથીજ સદ્ગુણપર પ્રીતિ તથા દુર્ગુણ સામે તિરસ્કાર એ ગુણો મનુષ્યમાં હોવા જોઇએ. સંગતિની

અસર પોતાની મેળે થાય છે, માટે મનુષ્યને સારી સંગત હોય એટલે બસ એમ નહિ સમજવું. આપણે જે સુજનની સંગત કરીએ છીએ, તે કેવી રીતે વર્તે છે તે લક્ષપૂર્વક જોઇને તેમ વર્તવાનો આપણે પણ યત્ન કરવો જોઈએ. કુસંગતિનો ત્યાગ કરવાનો દૃઢ નિશ્ચય રાખવો જોઈએ. કોઇવેળા કોઈ વાત માઠી લાગે છે, તોપણ દૃઢનિશ્ચય ન હોવાથી બીજાની શરમને લીધે તે કરવી પડે છે. આ શરમનું કારણપણ સંગતિ છે. તેથી મનુષ્યની પરીક્ષા તે જે મંડળીમાં સામેલ હોય છે તે મંડળપરથી સહજ થઇ શકે છે. નિર્વ્યસની મનુષ્ય વ્યસનીની સંગત કરતો નથી. વિદ્વાનને મૂર્ખનો સહવાસ ગમતો નથી. સભ્ય મનુષ્યને તોફાની મંડળીમાં જવું ગમતું નથી. વ્યસની, ને દુરાચારી, મનુષ્યોના સહવાસમાં રહ્યાથી માણસનું વર્તન બગડ્યાવિના રહેતું નથી. જેને પોતાનું વર્તન સુધારવાની ઈચ્છા હોય, તેને હમેશાં પોતાના કરતાં વધારે સારા મનુષ્યોની સંગત કરવાનો યત્ન કરવો જોઇએ, તથા હલકાની સોબત છોડી દેવી જોઇએ. હિતોપદેશમાં કહેલું છે કે:—

हीयते हि मतिः पुंसां हीनैः सह समागमात् ।
समैश्चसमतामेति विशिष्टैश्च विशिष्टताम् ॥

નઠારા લોકોની સંગત કીધાથી પુરુષોની બુદ્ધિ બગડે છે, સમાનશીલની સંગતથી જેવી હોય તેવીજ રહે છે. અને સુજનોના સમાગમમાં રહ્યાથી વધારે સારી થાય છે.

નીચ મનુષ્યોની સંગતથી અનેક પ્રકારે તેના દુર્ગુણ આપણામાં પેસે છે. તે આપણી સાથે અસત્યતાથી વર્તે તે આપણને તેની સાથે સભ્યતાથી વર્તવામાં સંકોચ લાગે છે. તે

કપટથી વર્તે ને આપણે તેનીસાથે શુદ્ધમનથી વર્તીએ તો તે તેને પસંદ પડતું નથી; ત્યારે અર્થાત્ તેનીસાથે તેના જેવીજ રીતે વર્તવાનું આપણુને મન થાય છે. તે કુબુદ્ધિ તથા સંકોચિત મનનો હોવાથી નમાલા વિષયોતરફ લક્ષ આપે છે, તેથી આપણી પણ બુદ્ધિ તેના જેવી બને છે. તે બીકણ હોય તો પ્રસંગે આપણું ધૈર્ય પણ છૂટી જાય છે.

સજ્જનની સંગતિથી મનુષ્યનું સર્વપ્રકારે હિતજ થાય છે. તેની સારી સમજથી આપણી સમજ બદલાઇ જાય છે. સદ્વર્તન રાખવાનો તેનો દૃઢ નિશ્ચય જોઈને આપણું મન પણ તે વિષે દૃઢ થાય છે. તેના ડહાપણુથી આપણામાં ડહાપણ આવે છે. તેનો પરોપકારી સ્વભાવ જોઇને આપણુને પરોપકાર પર પ્રીતિ ઉપજે છે. તેના પ્રોત્સાહનથી સત્કૃત્ય કરવાને આપણામાં ધૈર્ય આવીને તે પાર પાડવાને આપણે ખંતી બનીએ છીએ. એ માટેજ ભર્તૃહરિએ સત્સંગતિથી સર્વ કાંઈ બને છે, એમ કહેલું છે :—

जाड्यं धियो हरति सिंचाति वाचि सत्यं ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ॥
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥१॥

અર્થઃ—બુદ્ધિની જડતા હરે છે, વાણીમાં સત્યતા લાવે છે, માન અપાવે છે, પાપ દૂર કરે છે, મન સંતુષ્ટ કરે છે, અને લોકોમાં કીર્તિ વધારે છે ત્યારે સત્સંગતિથી પુરુષોને શું ન મળી શકે એવું છે?

મનુષ્ય એકલો રહેવાથી સારો બનતો નથી. એકાંતવાસી મનુષ્યના મનમાં ઔદાર્યતા, સભ્યતા, સહનશીલતા, ઇત્યાદિ ગુણો આવતા નથી. તેની સમજ હમેશાં ક્ષુલ્લક રહે છે. એકલા રહેવાથી વખત સુખમાં વીતતો નથી. એટલુંજ નહિ પણ તેથી લૌકિક જ્ઞાન પણ પ્રાપ્ત થતું નથી. અતિ અ્યાસંગી મનુષ્ય પ્રથમતઃ લોકોમાં વર્તન કરવા માંડે છે, ત્યારે પદ્દત મૂર્ખ જેવો લેખાઈને લોકોમાં તેની ફજેતી થાય છે. પણ કેટલાક દિવસ કે સહવાસથી તે સારો હોશિયાર થાય છે. એકલા રહેનાર મનુષ્યને સદ્વર્તન સંબંધે હાનિ થાય છે સુખ દુઃખ સબંધમાં પણ તેનું અહિત થાય છે. મિત્રોના સહવાસથી સુખમાં વધારો થાય છે, અને દુઃખમાં ઘટાડો થાય છે. તેમ ન થાય તો તેનું સુખ જેટલું હોય તેટલુંજ રહીને કોઇ વિભાગી ન હોવાથી દુઃખનો ભાર પણ તેને એકલાનેજ ખમવો પડે છે. મિત્ર મંડળમાં મનુષ્યનું દુઃખ વિસારે પડે છે.

સંસારમાં કોઇ અસાધારણ પ્રસંગેજ સત્સંગતિનો ઉપયોગ થાય છે એમ ન સમજવું. સર્વ અવસ્થામાં તેનાથી લાભ થાય છે. વ્યાપારી મંડળીમાં એક બે ગૃહસ્થ વજનદાર ને પ્રામાણિક હોય તો તેમના સદ્ગુણોથી બીજા વેપારીઓને પ્રામાણિક થવાની ફરજ પડે છે. સારાંશ એકના ઉત્તણ ગુણથી બીજાનામાં ઉત્તમ ગુણનો વધારો થાય છે. સુજનોનો ઉપદેશ અને સંગતિથી મનુષ્યોનું દુરાચરણ છૂટીને તે સદાચારી બન્યા હોય એવાં ઉદાહરણો પુરાણો તથા ઈતિહાસમાંથી પુષ્કળ મળી આવે છે. સંગતિ સદાચરણને યોગે સજ્જન બનેલો માણસ બીજા મનુષ્યોનાં મન પોતાની તરફ સહજ ખેંચી શકે છે. લોકોના મન-

પર તેનો જેવો અમલ બેસે છે. તેવો રાજાનો પણ બેસતો નથી. તુકારામ, રામદાસ, નરસિંહ મહેતો ઇત્યાદિ મહાત્માઓને લોકોને પોતાની પાસે બોલાવવા પડતા નહતા, તથાપિ પોતાની મેળે તેમના તરફ લોકોનાં ટોળે ટોળાં દોડી જતાં હતાં. સત્સમાગમ એ સ્વભાવતઃ ઘણો સુખાવહ છે. નાના મોટા, સજ્ઞાન અજ્ઞાન, સારા નઠારા, એ સર્વેને સત્સમાગમથી આનંદ થાય છે.

મહાત્માઓનું નામ સાંભળતાંજ મનની સ્થિતિ બદલાઇ જાય છે. પૂર્વે થઈ ગયેલા સાધુ, શૂર તથા વિદ્વાનોનાં પૂતળાં કે છબીઓ લોકોની નજર આગળ મૂકવાનો હેતુ એટલોજ કે તે તરફ નજર ગયાથી તેમનાં જેવાં સત્કૃત્ય કરવા લોકોની પ્રવૃત્તિ થાય. સજ્જનોના મૃદુ ઉપદેશથી જેવી રીતે કઠણ હૃદય દ્રવિત થાય છે. તેવું રાજાના કઠિન શાસનથી પણ થતું નથી. વિદ્યા. શૌર્ય. ભક્તિ ઇત્યાદિ ગુણોનું બીજારોપણ મનુષ્યોનાં અંતઃકરણમાં જેવું સત્સમાગમથી થાય છે. તેવું બીજી કોઇપણ વાતથી થતું નથી. તુકારામ, રામદાસ એમને લીધે મહારાષ્ટ્રમાં અને નરસિંહ મહેતા, દયારામ. બ્રહ્માનંદ એઓને લીધે ગુજરાતમાં અનેક ભક્તિમાન સાધુ થયા; શિવાજીને લીધે અનેક શૂર પુરુષો ઉત્પન્ન થયા. નીળકંઠ શાસ્ત્રી થત્તેને લીધે રાઘવેન્દ્રાચાર્ય. મોરશાસ્ત્રી, ત્ર્યંબકશાસ્ત્રી, એઓના જેવા અનેક પંડિતો ઉદય પામ્યા.

સત્સંગતિથી બીજો એક મોટો લાભ છે, તે એ કે તેને લીધે મનુષ્યોનો મોટો શત્રુ જે ગર્વ તે અંતઃકરણમાં પ્રવેશ કરી શકતો નથી. પોતાના કરતાં ઓછી યોગ્યતાની મંડળીમાં મનુષ્ય નિરંતર રહેવા લાગે તો બીજાઓ કરતાં હું શ્રેષ્ઠ છું એમ સમજી પોતાનામાં સામર્થ્ય હોય તોપણ પોતાના વિદ્યાદિ ગુણોની વૃદ્ધિ ક-

રવાનો તે પ્રયત્ન કરતો નથી. એ કારણસર પોતાથી મોટાનો સહવાસ એ આપણી મોટાઇની વહિનું કારણ થાય છે.

બાલકોમાં સજ્જન સહવાસની પ્રીતિ નાનપણથીજ ઉપજાવવી જોઈએ. નાનપણમાં નીચસાથે સંગત લાગ્યાથી બાલક હલકી વાતો શીખે છે, ને ઉતમ વાતોતરફ તેનું લક્ષ લાગતું નથી. જેને જે વાતપર પ્રીતિ દેખાય તેપરથી તેનો સ્વભાવ તરત પારખી શકાય છે. જેને વિદ્વાનની સંગત ગમે છે, તેને વિદ્યાની અભિરુચિ છે એમ સિદ્ધ થાય છે. જે વ્યસની લોકોને વખાણે, તે પોતે વ્યસની હોવો જોઈએ. પ્રામાણિક, સરળ અને સદાચરણી મનુષ્યોની જેઓ સ્તુતિ કરે છે, તેઓ પોતે પ્રામાણિક, સરળ તથા સદાચરણી હોવા જોઇએ; એમાં કંઈપણ સંશય નથી. ને બીજાના સદ્‌ગુણોનાં વખાણ કરે છે, તે લોકપ્રિય થયાવિના રહેતો નથી. કેટલાક એવા હોય છે કે બીજાનાં ગુણોથી સંતોષ પામતા નથી, એટલુંજ નહિ પણ એથી ઉલટું તેમનામાં તેને વિષે ઈર્ષ્યા ઉત્પન્ન થાય છે. બીજાનાં વખાણ સાંભળી તેઓનાં અંગમાં હોળી ઉઠે છે. કોઇએક મનુષ્યને લોકો બુદ્ધિમાન્ કહે કે તેઓ તેની ખોડખાપણો બહાર પાડે છે; કોઈને લોકો ધાર્મિક કહે તો આ દુષ્ટો તેને ઢોંગી કહે છે. એટલામાટેજ ભર્તૃહરિએ કહ્યું છે કે :—

जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दंभः शुचौ कैतवं ।
शूरे निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनी ॥
तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे ।
तत्को नाम गुणो भवेत्सुगुणिनां यो दुर्जनैर्नांकितः ॥१॥

અર્થઃ—નમ્ર હોય તો મૂર્ખ, ધર્માચરણ કરનાર હોય તો ઢોંગી, સ્વચ્છવર્તન રાખનાર હોય તો લુચ્ચો, શૂર હોય તો નિર્દય, સાદો હોય તો અપ્રબુદ્ધ, મીઠું બોલનાર હોય તો ગરીબડો, તેજસ્વી હોય તો ગર્વિષ્ટ, વક્તા હોય તો બડબડ કરનારો, શાંત હોય તો અશક્ત, એ પ્રમાણે ગુણવાન્‌નો એવો કયો ગુણ છે કે જેને દુર્જનોએ વખોડ્યો નથી ?

પોતાનામાં જે ગુણ છે તેવાજ ગુણને લીધે કોઈના વખાણ થાય તો તરતજ જેના અંતઃકરણમાં ઇર્ષ્યા દેવી આવી વાસ કરે એવા ઘણા માણસો છે. તેઓ કંઇપણ ખરો કે ખોટો દુર્ગુણ શોધીને તે ગુણી મનુષ્યની અપકીર્તિ કરવાનો યત્ન કરે છે. મોટા મનુષ્યની બરાબરી કરવાના બે માર્ગ છે; એક તો તેની પેઠે મોઠાઈ મેળવવી; અને બીજો, પોતાની માફક તેને નીચ બનાવવો. પ્રથમ કહેલો માર્ગ કઠિન છે; પોતાનામાં ખરા ગુણ વિના તે સાધી શકાતો નથી. એજ કારણોમાટે નીચ લોકો ઘણુંકરીને બીજોજ માર્ગ પકડે છે. તેમ કરવાથી ગુણી મનુષ્યની ફજેતી થતી નથી, પણ ઉલટું પોતાનુંજ નીચપણું પ્રગટ થાય છે. એવા મનુષ્યોની દૃષ્ટિ નિરંતર બીજાના દોષ જોવા તરફજ રહે છે. એક વિદ્વાન્ કહે છે કે મોટા મનુષ્યોમાં મુદ્દલજ દોષ ન હોય તો દુર્જનોને મોટી વિમાસણ થાય છે. ડાહ્યા માણસો હલકાઓના દોષ જોઈને તે છોડી દે છે, એટલુંજ નહિ પણ ઉલટો તેનાથી પોતાનો લાભ વિચારી લે છે. પરંતુ મૂર્ખ લોકો ડાહ્યા માણસના સહવાસમાં આવ્યા હોય તો તેમના ગુણોથી પણ પોતાનું હિત કરી શકતા નથી.

બીજાના ગુણોનાં વખાણ કર્યાથી મનુષ્યને મોટો ફાયદો થાય છે. તે એ કે તેથી તેને તે ગુણોનું અનુકરણ કરવાની ઇચ્છા

ઉપજે છે. પ્રાચીનકાળે **ગ્રીસ** દેશમાં **થેમીસ્ટૉક્લીસ્** નામનો એક મહાવીર થઈ ગયો છે. તેનેવિષે એમ લખેલું છે કે **મારાથાન** નામની વિખ્યાત રણભૂમિપર ઈરાનીઓ સાથે **ગ્રીક** લોકોનું મોટું યુદ્ધ થયું, તેમાં સેનાપતિ મિલ્ટિદિસના પરાક્રમથી **ગ્રીક** લોકોનો જય થયો. આ વાત સાંભળીને **થેમિસ્ટૉક્લીસ** તદ્દન ખિન્ન થયો. તેના મિત્રે તેને ખિન્ન થવાનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલ્યો કે **મિલ્ટિદિસના** જેવો પરાક્રમ કરીને વિજય મેળવ્યા શિવાય મને નિદ્રા આવવાની નથી. પછી કેટલેક વર્ષે તે **આ-થેન્સના** સૈન્યનો અધિપતિ થયો; ત્યારે પોતાના ચાતુર્ય તથા પરાક્રમથી તેણે **આર્તિમિશિક્ત** ને **સાલામિસના** રણ સંગ્રામમાં ઈરાનીઓને તદ્દન હરાવીને **ગ્રીસ** દેશમાં અક્ષય્ય કીર્તિ સંપાદન કીધી. **ગ્રીસ** દેશના પ્રખ્યાત ઇતિહાસકાર **થ્યુસીડાઇડસ્**ની વાત પણ એવીજ ચાલે છે.

એની પૂર્વે થઇ ગયેલા વિદ્વાન ઇતિહાસકાર હિરોદોતસનો ગ્રંથ કોઈ ગૃહસ્થ વાંચતો હતો તે સાંભળીને **થ્યુસીડાઇડસ્**ની આંખોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. આ ગ્રંથ સાંભળીને તે એટલો તો મોહિત થયો કે મારે એવો ગ્રંથ લખવો એવો તેણે તે વખતથી નિશ્ચય કર્યો, અને આગળ જતાં તે જગત્ વિખ્યાત ઈતિહાસકાર થયો.

**ગ્રીસ**દેશના વક્તૃશિરોમણિ **દિમાસ્થનીસનો** પણ એવીજ ચમત્કારિક વાત છે. એક દિવસે તેણે **કાલીસ્ત્રેતસ્** નામના વક્તાનું ભાષણ સાંભળ્યું, તેથી તે એટલો આનંદિત થયો કે સ્વતઃ વક્તૃત્વકળામાં નિપુણ થવાનો નિશ્ચય કર્યો; પરંતુ તેને આ હેતુ પાર પાડતાં વચ્ચે ઘણી અડચણો નડી. તે જાતે અશક્ત

હતા તથા તેનો સ્વર ને વર્ણોચ્ચાર સારા ન હતા. એટલી અડ-ચણો છતાં તેણે એવો તો સુદૃઢ નિશ્ચય કીધો હતો કે, કેટલાંક વર્ષોસુધી નિરંતર અભ્યાસ કરીને તે ઉપર કહેલી બધી ખામી-ઓનું ઉચ્છેદન કરીને ઉત્તમ વક્તા થયો. તે કેવળ ગ્રીસદેશમાંજ નહિ પણ અખિલ જગત્માંની વક્તૃમાલિકાનો મેર બની સુપ્રસિદ્ધ થઇ રહ્યો છે.

આ પ્રમાણે મોટા મનુષ્યોના સાન્નિધ્યથી માણસ શૂર, વિદ્વાન્, વક્તા ને કવિ થયાનાં ઉદાહરણો ઇતિહાસમાંથી મળી આવે છે. મોટા મનુષ્યોના સાન્નિધ્યથી જે સુખ પ્રાપ્ત થાય છે તે બીજા કશાથી પણ પ્રાપ્ત થતું નથી. શિવાજી આટલો પરા-ક્રમી હતો તથાપિ તે રામદાસ સ્વામીની મુલાકાતની નિરંતર ઇચ્છા રાખતો. રામદાસ સ્વામીના દર્શનથી તેને જે આનંદ થતો તે બીજા કશાથી પણ થતો નહિ. શ્રીમંત માધવરાવ પેશવા રામશાસ્ત્રીના જેટલું બીજા કોઇને પણ માન આપતા ન હતા. ઘણુંજ સાંપ્રતકાળનું ઉદાહરણ પ્રસિદ્ધ હરદાસ ગોવિંદ બાબા નાશિકકરનું છે. તેમના ગુણોને લીધે સિંધિયા સરકારનો તેમનો પરિચય થઇને સિંધિયા સરકારના તેઓ ગુરુ થયા.

નીચ મનુષ્યોથી બીજાની મોટાઇ દેખી ખમાતી નથી પણ સજ્જનોને બીજાના ગુણ સાંભળીને આનંદ થાય છે. તેઓજ ગુણગ્રાહક છે. બીજાનો અલ્પ સ્વલ્પ પણ ગુણ જોઇને તેઓ તેનાં વખાણ કર્યાવિના રહેતા નથી. દ્વેષ એ તેમને સ્વપ્ને પણ હોતો નથી, એજ કારણમાટે એવા પુરુષોને લોકો વંદન કરે છે.

મોટા મનુષ્યનાં ભાષણ તથા ગ્રંથથી માણસના અંતઃક-રણપર જે સંસ્કાર ચોંટે છે, તે કદીપણ મીટતો નથી. રામાય-

ણુ ને ભારતમાંની કથાઓ ને દાદાજી કોંડદેવનું ભાષણુ એ થકી શિવાજીના અંતઃકરણુપર જે સંસ્કાર થયો તે કદિપણુ ગયો નહિ. એણેકરીને દેશ બાંધવોને દુષ્ટ યવનોની પીડામાંથી છોડવવાનો તેનો પ્રયત્ન મરણુપર્યન્ત જારી રહ્યો હતો. મહાત્માઓનાં ચરિત્ર લખી મૂકવાનો ઉદ્દેશ પણુ એજ હોવો જોઇએ કે તે વાંચીને માણુસના અંતઃકરણુમાં સદ્વર્તનપર પ્રીતિ વધે.

એકજ કાળે બધે ઠેકાણે ઘણુંકરીને મોટા મનુષ્યો ઉત્પન્ન થતા નથી; જ્યારે થાય છે ત્યારે બધાઓને તેમનો સમાગમ થતો નથી; પરંતુ લખેલાં ચરિત્રો વાંચવાથી જાણે કે તેઓ આપણી દૃષ્ટિસમીપ આવી ઉભા હોય એમ લાગે છે. તેમનાં સત્કૃત્યો વાંચીને થોડીવાર પોતાનાં સર્વ દુઃખો મનુષ્ય વીસરી જાય છે. વર્તનમાં ધૈર્ય આવે છે, અને તેના સદાચરણનું અનુકરણુ કરવાનો પ્રયત્ન કરે છે. ઐહિક તથા પારલૌકિક સુખનું સાધન સદ્વર્તન તે મનુષ્યમાં ઠસવામાં સત્સંગતિ એ મુખ્ય કારણુ છે, એ કારણુથી સત્સંગતિ પ્રાપ્ત કરી લેવાનો પ્રયત્ન સૌ કોઇએ રવો જોઇએ.

---

# ભાગ ૪.

## ઉદ્યોગ.

नात्मानबवमन्येत पूर्वाभिरसमृद्धिभिम् ।
आमृत्योः श्रियमन्विष्छन्नैनां मन्येत दुर्लभान् ॥१॥मनुः

પૂર્વથી ચાલતી આવેલી નિર્ધનતાને લીધે પોતાના આત્માનું અપમાન પોતે કરવું નહિ. લક્ષ્મી દુર્લભ છે એમ ન માનતા, મરતાં સુધી ઉદ્યોગ કર્યા જવું.

उद्योगिनं पुरुषसिंहमुपैतिलक्ष्मी
दैवं प्रधानमिति का पुरुषा वदन्ति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥ **भर्तृहरिः**

• ઉદ્યોગવડે મનુષ્યમાં સદ્વર્તન ઠસીને તે ચિરકાળ કાયમ રહે છે. ઉદ્યોગ એ મોટો મિત્ર છે. એ માટેજ 'नास्त्युद्यमसमोबंधुः' એમ મહાત્મા ભર્તૃહરિએ કહેલું છે. ઉદ્યોગથી મનુષ્યમાં નમ્રતા, જીતેંદ્રિયતા, ચિત્તની એકાગ્રતા, દૃઢનિશ્ચય ઈત્યાદિ ગુણો આવે છે. ઉદ્યોગથી માણસ પોતાના કામમાં પાવરધો થઈને પોતાનો સંસાર સુખે નીભાવી શકે છે.

ઉદ્યોગ કરીને મનુષ્યોએ સુખી થવું, એજ સૃષ્ટિનો પણ નિયમ દેખાય છે; કેમકે સૃષ્ટિમાં સુખનાં અનેક સાધનો છે, પણ તે ઉદ્યોગવિના પ્રાપ્ત થતાં નથી. વ્યક્તિ કે જનસમૂહ કોઇનો પણ સુધારો ઉદ્યોગવિના થતો નથી. વિનાશ્રમે જેનો નિર્વાહ થતો હોય એવાં મનુષ્યો જગત્માં ઘણાંજ થોડાં મળી આવશે. નિર્વાહમાટે શ્રમ ઠરવાની જેને જરૂર ન હોય એવા શ્રીમંતોને પણ પોતાનું આયુષ્ય સુખમાં ગુજારવામાટે કોઈ પણ પ્રકારનો ઉદ્યોગ કરવાની જરૂર છે.

ઉદ્યોગમાં શ્રમ તથા ત્રાસ હોય છે, તથાપિ તેવિના વૈભવ સુખ કે કીર્તિની પ્રાપ્તિ થતી નથી, એટલુંજ નહિ પણ તે વિના કાંઇજ બની શકતું નથી. આજદિન પર્યંત જે ઉત્તમ કાર્યો બન્યાં છે તે સર્વે ઉદ્યોગથીજ થયેલાં છે. સુધારો એ પણ ઉદ્યોગનુંજ ફળ છે. જે રાષ્ટ્રમાં કે મનુષ્યમાં આલસ્યનું પ્રાબલ્ય થયું તેની પડતીજ થઈ એમ સમજવું. માટેજ 'आलस्यहि मनुष्याणांशरी-

રસ્યો મહારિપુ' એમ કહેલું છે. શરીરમાં રહેલા આલસ્યરૂપી શત્રુએ અનેક બુદ્ધિમાન્ પુરુષો તથા સમૃદ્ધિવાળા દેશને પાયમાલ કરી નાંખ્યા છે. મહાન્ સિકંદરે ઈરાની લોકોને હરાવી તેમનું રાજ્ય જીતી લીધું ત્યારે તે એમ બોલ્યો હતો કે "આલસ્યથી વિષય ભોગમાં કાળ ગુજારવો એ અત્યંત નીચપણું છે અને ઉદ્યોગ કરવો એજ મોટું ભૂષણ છે. આ વાત ઈરાંનીઓનાં ધ્યાનમાં નથી, માટેજ આપણે ફાવી શક્યા."

ભરતખંડના પ્રાચીન કાળના ઋષિઓ ઘણા ઉદ્યોગી હતા, એ તેમના ઈતિહાસપરથી સિદ્ધ થાય છે. અમુક અમુક વેળાએ અમુક અમુક કામો કરવાં એ વિષે તેમણે નિયમો બાંધેલા હતા. વિદ્યા, કળા, વિગેરે કોઇપણ બાબતમાં તેઓ આળસુ ન હતા. તે વખતે કૃષિકર્મનું[1] મોટું મહાત્મ્ય હતું એમ જણાય છે; કેમકે વેદમાં કેટલેક ઠેકાણે 'અમને ઘણાં પશુ આપ' 'અમારાં ખેતરોમાં ધાન્ય સારૂં થવા દે' 'પર્જન્ય[2] પુષ્કળ પડવા દે' એવી ઈશ્વર પ્રાર્થનાઓ મળી આવે છે. વળી 'ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ટ ચાકરી, નિદાન ભીખ' એ આપણી સાધારણ કહેવતથી પણ આ વાતને પુષ્ટિ મળે છે. પ્રાચીન કાળથી ચીનદેશમાં ઉદ્યોગનું મહાત્મ્ય ચાલુજ છે. નિર્વાહના પદાર્થ ઉત્પન્ન કરવામાટે ચીનાલોકને ઘણું માન ઘટે છે. નિર્વાહના પદાર્થોમાટે પારકા દેશની ગરજ ન રાખનારો એવો ચીન શિવાય બીજો દેશ મળવો મુશ્કેલ છે. તેમનામાં પ્રાચીન કાળથી કૃષિકર્મની મોટી પ્રતિષ્ઠા છે. પ્રત્યેક વર્ષે કૃષિકર્મનો આરંભ થાય છે તે વારે તે લોકોને મોટો ઉત્સાહ ઉત્પન્ન થાય છે. રાજા પોતે ખેતરમાં જઇને ધાન્ય ઓરવાનો ને પેરવાનો આરંભ કરે છે.

---

૧ ખેતીવાડી. ૨ વર્ષાદ.

પ્રાચીન કાળમાં રોમન લોકોનો ઉદય થયો હતો ત્યારે તે ઉદયનું કારણપણ કૃષિકર્મનો ઉદ્યોગ એજ હતું. મોટા મોટા વીર રણાંગણમાં પરાક્રમ કરીને પાછા આવ્યા કેડે આનંદથી ખેતરમાં કામ કરતા હતા. પણ આગળ જતાં રોમન લોકોનું રાજ્યવિસ્તાર પામવાથી, અનેક પ્રકારના લોકો ભેળાવાથી, તથા કૃષિકર્મનો ધંધો નીચ છે એમ હાલના હિંદુઓની પેઠે માનવા લાગ્યાથી તેઓએ તે તરફ દુર્લક્ષ્ય કીધું, જેથી સંપત્તિ માતાએ પણ પાછલે પગે ચાલવાનો પ્રારંભ કીધો.

શિવાજીને સહાય કરનારા મરાઠાઓ, આજકાલના મરાઠાઓના જેવા વાંકી પાઘડીઓ માથે મૂકીને મૂછોપર હાથ દઈને વ્યર્થ કાળ ગુજરનારા હોત તો તેમનાથી એટલાં ભારે પરાક્રમ થયાં ન હોત. તેઓ ખેતરમાં કામ કરીને ગમે તેવે પ્રસંગે શિવાજીને મદદ કરવાને કમર બાંધતા હતા. મરાઠી રાજ્ય સ્થાપન થયા કેડે શિવાજીનું મરણ થયું. તે પછી કૃષિકર્મનો ધંધો ઉત્તરોત્તર લોકો હલકો માનવા લાગ્યા. ગૂજરાતીઓએપણ રાજકીય જુલુમથી ખેતીમાં કમાઇ ઓછી થવાથી તેને હલકો ધંધો ઠરાવ્યો છે. પેશવાઈ તથા સતારાનું રાજ્ય ભ્રષ્ટ થયા કેડે મરાઠાઓમાં ઈનામદારને જાગીરદાર ઘણા હતા. રાજ્યકારભારમાંથી છૂટા થયા પછી કાલમાનપર દૃષ્ટિ રાખીને પોતપોતાની જાગીરોમાં સુધારો કરવા તરફ જો તેઓએ લક્ષ દીધું હોત, તો તેઓના કેટલાક શ્રીમાન કુટુંબો આજે આપણે જોવા પામત ખરાં! પણ કાલમાન પ્રમાણે પ્રથમનો વૈભવ ભૂલી જઇને ઉદ્યોગ કરવાને બદલે આળસાઇમાં વ્યર્થ કાળ ગુજરવાથી તેમની સર્વે જાગીરોનો નાશ થયો.

બાળાજી વિશ્વનાથ (પેશવા ) શ્રીવર્ધનથી એકલો આવ્યો હતો, પરંતુ મોટા ઉદ્યોગથી પોતાના ધણીનું હિત કરીને તેની પ્રીતિ તેણે સંપાદન કીધી હતી. રાજ્ય પ્રાપ્ત કરી લેઇ બ્રાહ્મણોએ નામ મેળવ્યું. પહેલા બાજીરાવે તો માત્ર ઘોડાપરજ મકાઇ ભુટ્ટા ચાવીને મોટાં પરાક્રમ કરી મુસલમાનોને નીચા પાડી દિલ્લી દરબારમાં પોતાનું વર્ચસ્વ સ્થાપન કીધું. આગળ જતાં તેમનુંજ નામ ધારણ કરનારા બીજા બાજીરાવ થયા, તેમનાથી પૂર્વજોએ મેળવેલા વૈભવનું રક્ષણ થયું નહિ. શત્રુનો સંહાર કરવાની પ્રતિજ્ઞા લોપ થઈને લાડુનો સંહાર કરવાની પ્રતિજ્ઞા ગ્રહી !! એટલે કે તેઓ મિષ્ટાન્ન પાનમાં આનંદ માનતા થયા, ને ઉદ્યોગતરફ દુર્લક્ષ થયાથી આળસાઇવડે સર્વ નાશ પામ્યા. પટવર્ધન કુટુંબમાં પૂર્વે એમ હતું કે જે યુદ્ધમાં પરાક્રમ કરી આવે તેનેજ રૂપાની થાલીમાં જમવાનું મળતું. આજ પૂર્વજોએ મેળવેલી સંપત્તિનો લેશ માત્ર તે કુટુંબમાં રહેલો છે; તે સંભાળવાનું સામર્થ્ય પણ તેમના કુટુંબમાંના કેટલાકને નથી; એવી કનિષ્ટ સ્થિતિ થઇ છે.- તેમના કુટુંબમાંના છેલ્લા પરાક્રમી પુરૂષ ચિંતામણરાવ અપ્પાને ઉદ્યોગની મહતા માલુમ હતી. તેને વિષે એમ કહેવાય છે કે એક સમયે તે દરબારમાં હતા તે વેળા એલફીન્સ્ટન્ સાહેબ ત્યાં આવ્યા. રાત્રે ઉજાગરો થવાથી અપ્પા સાહેબને દરબારમાં નિદ્રાનો ઝોકો આવ્યો, ત્યારે એલફીન્સ્ટન્ સાહેબે તેમને કહ્યું "આપસાહેબને ઉંઘ આવે છે." તે ઉપરથી અપ્પા સાહેબે જવાબ આપ્યો કે "અમને ઉંઘ આવ્યાથીજ અમે આવી દશાને પ્રાપ્ત થયા છીએ." શરીરમાં આળસાઈનો પ્રવેશ ન થવામાટે પ્રત્યેક મનુષ્યે સં-

ભાળ રાખવી જોઇએ. જ્યાં આળસ બીલકુલ નજ હોય એવો દેશ પૃથ્વીપર પણ ભાગ્યેજ જડશે. સુધરેલા તેમજ જંગલી સર્વ દેશોમાં એનો થોડો ઘણો અમલ હોય છેજ. આળસાઈને લીધેજ બીજાના શ્રમનું ફળ લોકો બલાત્કારથી ભોગવવા લાગ્યા હોય અને તે કારણથી રાજ સત્તા પ્રથમઃ ઉત્પન્ન થઇ હશે, એમ એક પંડિતનું મત છે !

આળસ જેમ વ્યક્તિનો શત્રુ છે. તેનાથી કોઈપણ પ્રકારનું હિત થતું નથી. તે અંતઃકરણમાં નિરંતર ખેદ, કંટાળો, ને ખિન્નતા ઉત્પન્ન કરનારૂં છે. એક અંગ્રેજી ગ્રંથકારે આળસનું સુંદર વર્ણન કીધું છે, તેમાંથી થોડો ભાગ અત્રે ઉતારીએ.

"આળસ એ શરીર તથા મનનું વિષ છે; આળસ દુષ્ટપણાની તથા સર્વ દુઃખોની માતુશ્રી છે. આળસએ મહા પાતક છે, આળસુ માણસ.પિશાચનું ઘર તથા અસ્વસ્થતાનું સ્થળ છે. મનનું આળસ શરીરના આળસ કરતાં વધારે ખરાબ છે. આળસ એ મનનો રોગ છે. એ સાક્ષાત્ નરકજ છે. ગંદા પાણીનાં ખાબોચિયામાં જેમ કીડા તથા જીવજંતુઓ પડે છે, તેમ આળસુ માણસના મનમાં દુર્વિચાર ઉત્પન્ન થવા માંડે છે તેથી તેની અપકીર્તિ થાય છે; હું ખાત્રીપૂર્વક કહું છું કે જે માણસ આળસુ છે તે કદીપણ પૈસાદાર થવાનો નથી; તેનો સારા મિત્રો મળવાના નથી; તેને ઇચ્છાપૂર્વક પદાર્થ મળશે તો પણ તે સુખી થવાનો નથી. તેનું મન તથા શરીર કદીપણ નિશ્ચિંત રહેનાર નથી. તે હમેશાં થાકી ગયેલો શિથિલ ગાત્રવાળો ઉદાસ, ચિંતાતુર, રોગી ને દુખી માલમ પડશે. જેને પોતાનું મન તથા શરીર સ્વસ્થ રાખીને સુખી થવાની ઇચ્છા હોય તેને આલસ્યનો ત્યાગ કરવો જોઈએ."

આલસુ માણુસ કંઈજ કરતો નથી; તાત્પર્ય એટલું કે તે જે કરે છે તેથી તેનું હિત થતું નથી. તેના હાથ પગ નિશ્ચલ હોય તોપણ તેનું મન સ્થિર રહેતું નથી. મનમાં સદ્વિચાર આવ્યો ન હોય તોપણ તેમાં દુર્વિચારનો પ્રાદુર્ભાવ થયાવિના રહેતો નથી. મનુષ્યનું મન સ્વાભાવિકરીતે એવું ચંચળ છે કે તે કદિપણ નિશ્ચલ રહી શકતું નથી. ગીતામાં કહેલું છે કે:—

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ॥
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥

અર્થ—એક ક્ષણપણ મનને નિર્વ્યાપાર કરવું એ કોઇને પણ સ્વાધીન નથી; સત્વ, રજ, તમ આ ગુણોથી તેનો કોઇ પણ વ્યાપાર ચાલુ રહેવાનોજ. એમાટે તેને સન્માર્ગ તરફ લગાડવું એજ કર્મમાર્ગનો ઉદ્દેશ છે. કર્મમાર્ગને ગેરસમજથી કેટલાક આધુનિક વિદ્વાન હસી કહાડે છે; પરંતુ શાસ્ત્રકારોનો ખરો ઉદ્દેશ તેઓ સમજ્યા નથી, એમ કહેવું જોઇએ. કર્મ-માર્ગ પ્રતિપાદન કરનારાઓને કર્મ જડ છે, તેનાથી મુક્તિ કે ઈશ્વર પ્રાપ્તિ થવાની નથી, એવું પક્કી રીતે માલમ હતું. જ્ઞાનથી મુક્તિએ પ્રત્યેક સ્થળે તેઓએ પ્રતિપાદન કર્યું છે. અંતઃકરણની શુદ્ધિ વિના જ્ઞાન થતું નથી, તથા સત્કર્મ વિના અંતઃકરણની શુદ્ધિ થતી નથી, એમાટે તેઓએ કર્મમાર્ગને એટલું મહત્વ આપેલું છે. કર્મ એ શિક્ષણ જેવું છે. અક્ષર સારા થવા એ ઉદ્દેશ હોય છે, પરંતુ દોપીસ્તાં ઘુંટયાવિના તે પાર પડતો નથી યુદ્ધ કૌશલ્ય સંપાદન કરવાની મનુષ્યને યોગ્યતા છે, પણ ઘણા દિવસ કવાયત લીધાવિના તે આવડતું નથી. સુવર્ણાદિ ધાતુઓ તેજસ્વી છે, પરંતુ તે અગ્નિમાં તપાવ્યાવિના સુશોભિત થતી

નથી. એજ પ્રમાણે મનુષ્ય ઈશ્વર પ્રાપ્તિ કરી લેવાને યોગ્ય છે, પરંતુ તે સંપાદન કરવાને મોટો ઉદ્યોગ કરવાની જરૂર છે. યઃકશ્ચિત્ ઐહિક સુખોપણ શ્રમવિના પ્રાપ્ત થતાં નથી, તો પારલૌકિક સુખ સહજમાં પ્રાપ્ત થવાની આશાજ શી? ઇન્દ્રિયોને દુરાચરણુથી નિવૃત્ત કરી, સદાચરણુમાં પ્રવર્તાવવી એજ કર્મમાર્ગનો મુખ્ય ઉદ્દેશ છે. કર્મમાર્ગ સાધન ભૂત હોય ને જ્ઞાનમાર્ગ સાધ્ય ભૂત છે. એમ ન સમજતાં જ્ઞાન માર્ગ વિસારી દઇને કર્મના પ્રાબલ્યની વૃદ્ધિ કરવી એ મૂર્ખાઇ છે; તથાપિ કર્મમાર્ગ તદ્દન છોડી દેવાથી જ્ઞાન પ્રાપ્તિને બદલે જ્ઞાનથી વિમુખ થવાય છે. ઋષિઓના કર્મમાર્ગને અન્યધર્મી લોક વખોડે છે, પરંતુ તેમનો ધર્મ પણ શું કર્મમાર્ગથી કેવળ રહિત છે? જો તેમ હોય તો તે નાસ્તિક પંથ છે એમ સમજવું. નિયમિત દિવસે અને નિયમિત કાલે પ્રાર્થનાદિ કરવું એ પણ એક પ્રકારનો કર્મમાર્ગજ છે. જ્ઞાનમાર્ગમાં પારંગત એવા જનકાદિ મહા સાધુઓ પણ કર્મ માર્ગનું ખરૂં સ્વરૂપ ઓલખીને તેનું આચરણ કરતા હતા. પરંતુ તેનું ખરૂં સ્વરૂપ ન જાણવાથી, દેશમાં ખોટો વેદાંત ઘુસ્યાથી તથા અનેક ઢોંગી અને નિરૂદ્યમી માણસો ઉત્પન્ન થયાથી, જ્ઞાન સમુચ્ચયથી ઋષિઓએ સંપાદન કીધેલું આર્યભૂમિનું મહત્વ નષ્ટ થયું છે. તાત્પર્ય એટલુંજ કે આલસ્ય છોડી દઇને ઉદ્યોગ કરીને પરોપકારાદિ સત્કર્મોનું આચરણ કર્યાવિના આ લોક કે પરલોક એ બેમાંથી એક પણ સાધ્ય થવાનું નથી.

આલસ્યથી કોઇનું હિત થયું હોય એવાં ઉદાહરણો આ પૃથ્વિ તલપર ભાગ્યેજ મળશે, પણ ઉદ્યોગથી રંકના રાય, મૂ-

ર્ખના પંડિત, સંસારીના સાધુ થયાનાં પુષ્કળ ઉદાહરણો મળી આવે છે. બાવાજી વિશ્વનાથ કારકુનનો પેશવા થયો, રામ શાસ્ત્રી મૂર્ખના પંડિત થયા, તુકારામ સંસારીનો સાધુ બન્યો, અખો ઉદ્યોગથી અજ્ઞાની ટળી બ્રહ્મજ્ઞાની થયો. શક્તિ ઉપરાંત શ્રમ કર્યાથી મનુષ્ય થાકીને અશક્ત થશે, પણ આલસ્યથી તો તે જેવોને તેવો રહીને સડી જશે, માટે શક્તિના પ્રમાણમાં ઉદ્યોગ એ વધારે સુખાવહ છે. એક ઇંગ્લિશ ગ્રંથકાર લખે છે કે, મનુષ્યનું મન ચક્કી જેવું છે, તેમાં અનાજ ઓરવાથી આટો નીકળશે, પણ એમને એમ ફેરવ્યું તો તે પોતેજ ઘસાઇ જશે.

આળસુ માણસ 'હું કામ નહિ' કરૂં, એમ કદિ પણ કહેતો નથી, પણ કંઇને કંઇ બહાનું આગળ લાવી મૂકે છે. આળસુ માણસને કોઈ ગૃહસ્થ પાસે જઈ આવવાને કહ્યું હોય તો "મને એનું ઘર માલમ નથી" એમ કહેશે. ઘરની નિશાની આપી તો તે ઉત્તર આપશે કે "ત્યાં જવાની શી જરૂર છે? આ વખતે તો તે ઘેર મળશે નહિ." એક ઇંગ્લિશ ગૃહસ્થે એક આળસુ છોકરાને એવું લખી મોકલાવ્યું કે "તમે આલસ્યમાં વખત ગુમાવો છો એવો જે મેં તમને ઠપકો દીધો છે તે તદ્દન ખરો છે. તમે જે વિલક્ષણ બહાનાં લખો છો, તેનું મુખ્ય કારણ તમારી આળસાઈવિના બીજું કંઇજ નથી. પ્રત્યેક મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે કરે છે, જે કરતો નથી તેનાથી થતું નથી, એમ કહેવું જોઇએ. તમે લખતા નથી માટે શું તમને લખતા આવડતું નથી? તમને ઉદ્યોગ કરવાની ઇચ્છા નથી, એ ઉપરથી શું તમારામાં શક્તિ કે બુદ્ધિ નથી? વા! શું વર્ણનીય રીત છે! જગત્માં સઘળાઓએ આ રીત સ્વીકારી તો કેવું ઉત્તમ પરિણામ આવે"?!

શ્રમવિના કોઈપણ વસ્તુ મળે, એવું મનુષ્યને લાગવું, એ તેની મૂર્ખાઇનું લક્ષણ છે. કોઇપણ વસ્તુ તેની કીમત આપ્યાવિના મળતી નથી.

ઉદ્યોગ કર્યાવિના ખરી વિશ્રાંતિએ મળતી નથી. ઉદ્યોગ એ વિશ્રાંતિની કીમત છે એમ સમજવું જોઈએ. મહેનત કીધા પછી જે વિશ્રાંતિ મળે છે, તેમથી મનને ખરો આનંદ પ્રાપ્ત થાય છે. જેને કામ નથી અથવા હોય ને કરતો નથી તેને વિશ્રાંતિનો કંટાલો આવ્યાવિના રહેતો નથી. મનુષ્ય પૈસાદાર કે ગરીબ હોય તોપણ તેણે ઉદ્યોગ અવશ્ય કરવો જોઇએ. ઉદ્યોગ કરવો એ મનુષ્યોનું કર્તવ્ય છે. જે મોટા શ્રીમાન્ કુલમાં ઉત્પન્ન થયો હોય, તેણે એમ સમજવું જોઇએ કે, મારા પૂર્વજોએ અત્યંત શ્રમ કરીને આ સંપત્તિ મેળવી છે; કારણ પ્રથમતઃ શ્રમ કીધા વગર કોઈને પણ સંપત્તિ પોતાની મેળે પ્રાપ્ત થતી નથી. બીજાના ઉદ્યોગથી વગર મહેનતે મને સંપત્તિ મળીને મારૂં કલ્યાણ થયું છે, તો તે પ્રમાણે મારે પણ ઉદ્યોગ કરીને બીજા કોઈનું કંઈ પણ કલ્યાણ કરવું જોઈએ. મને ઉદ્યોગ વિના સંપત્તિ મળી છે, એજ ઉદ્યોગ કરવાનું વિશેષ કારણ છે, કેમકે ખાવાપીવાના સાંસાં વાળા દરિદ્રીને મહેનત કરવાનું કારણ છે; પણ મારે એમ ન કહેવું જોઈએ. ખરો પ્રામાણિક છે, તે કોઇ દુકાનમાંથી ઉધાર સામાન લાવે ને તેના પૈસા માગવાને દુકાનદાર ભૂલી જાય તોપણ તે પૈસા આપ્યાવિના રહેતો નથી. તેજ પ્રમાણે જે ખરો પ્રતિષ્ઠિત છે, તે પોતે નિરુદ્યોગી રહીને કેવળ બીજાના શ્રમથી સંપાદન થયેલી સંપત્તિનો ઉપભોગ લેવામાં મોટાઈ માનતો નથી. એક બીજા અંગરેજી ગ્રંથકારે આળસુ મનુષ્યનું આ પ્રમાણે વર્ણન કર્યું છે:—

"ગમે તેવો પ્રતિષ્ઠિત ને સુસ્વભાવવાળો હોય, તોપણ નિરૂદ્યોગી મનુષ્યને સુખ પ્રાપ્ત થાય, એમ મને જણાતું નથી. ઉદ્યોગ એ આપણું જીવન છે. મેં જો કોઇ મનુષ્યનો ઉદ્યેણ જોયો હોય તો તે મનુષ્ય કેવો હશે તે હું કહી શકીશ. ઉદ્યોગા-પર પ્રીતિ, એ નીચપણું અને દુર્વ્યસનને દૂર રાખવાનું સાધન છે. હું એ ઉપરાંત એમ કહું છું કે સંસારમાં સુખની ઇચ્છાથી ઉત્પન્ન થનારી સર્વ ચિંતાઓને દુઃખોનું નિકંદન કરવાનો ઉપાય ઉદ્યોગ છે. કેટલાંક માણસોને એમ લાગે છે કે, આપણે સ્વસ્થ બેસીએ તો શ્રમ તથા ખેદ થશે નહિ. પરંતુ સઘળાઓની એવી સમજણનું એકજ પરિણામ જણાઇ આવે કે એથી ચિંતા તથા શ્રમમાંથી મનુષ્ય મુક્ત થતો નથી; એ બેઉ તેના દૈવમાં નિરંતર ચોંટેલાંજ છે. જે શ્રમથી ડરે છે, તેની આગળ શ્રમ પોતેજ ચાલી આવે છે. આળસુ માણસને એમ લાગે છે કે, બીજાઓ કરતાં હું ઓછો શ્રમ કરીશ; પણ સૃષ્ટિનો નિયમ એવો છે કે શ્રમ તથા દુઃખ એ બન્નેનો સરવાળો સરખોજ છે. જ્યાં શ્રમ ઓછો ત્યાં દુખ ઘણું, તથા જ્યાં શ્રમ અધિક ત્યાં દુઃખ ઓછું આળસુને જે થોડો શ્રમ કરવો પડે છે, તેજ તેને વિપુલ ને કઠિન લાગે છે. જે પોતે કેવળ સુખનીજ ઇચ્છા રાખનારો છે, તેને તરતજ જણાશે કે, આલસ્યને તાબે થવું એ ઘણું હાનિ-કારક છે. આલસ્ય એ દુષ્ટ શત્રુ છે, જે શ્રમના ભયથી ઉદ્યોગ કરવાને કંટાળે છે, તેને પોતાની મેળે તે શિક્ષા કરે છે; કેમકે અલ્પસ્વલ્પ કામોજ તેને વિકટ થઈ પડે છે. ઉદ્યોગમાં કાળ ગુજારવામાં જેવો શ્રમ સહન કરવો પડે છે, તેવોજ નિરૂદ્યોગી રહ્યાથી મનમાં અનેક ચિંતાઓ ઉત્પન્ન થાય તે સહન કર-

વામાં પડે છે. ભેદ એટલોજ કે ઉદ્યોગના શ્રમથી સુખ થાય છે ને આલસ્યની ચિંતાથી દુઃખ થાય છે.

કેવળ આપણા શરીરનુંજ સુખ તપાસીએ તો તેમાટે પણ ઉદ્યોગ અવશ્ય કરવો જોઇએ. શ્રમ કીધાવિના સુખ મળતું નથી. ઉદ્યોગ કીધા પછી આપણે સૂઈ જઈએ તો તરતજ નિદ્રાવશ થઈએ છીએ અને તેથી આપણો થાક ઉતરીને જાગીએ ત્યારે ફરી ઉદ્યોગમાં સુખથી કાળ ગુજારવાનું સામર્થ્ય આવે છે. ઉદ્યોગવડે આપણું કર્તવ્ય કીધા પછી જે વિશ્રાંતિ મળે છે, તેવડે મનનું સમાધન થાય છે.

ઘણી વેળાએ અતિશ્રમથી હૃદય ફાટીને મનુષ્ય મરણ પામે છે એ વાત ખરી છે, પણ આળસ તથા દુર્વ્યસનથી પ્રકૃતિબગડીને મરણ થયાનાં ઉદાહરણો તેના કરતાં વધારે મળી આવે છે. અતિશ્રમથી મનુષ્ય મરણ પામે છે તેનું કારણ ઘણું કરીને એમ જણાય છે કે તેઓ પોતાની પ્રકૃતિની સંભાળ રાખતા નથી. એક વિદ્વાન્ એમ લખે છે કે આરોગ્ય રક્ષણના નિયમ પ્રમાણે વ્યવસ્થિતપણે વર્તવાથી કેવળ અતિશ્રમથી મનુષ્યના શરીરને ઇજા થાય છે કે નહિ, એ વિષે મને સંશય છે."

આળસુ મનુષ્ય ઘણા દિવસ જીવતો રહે તોપણ તેનું આયુષ્ય વ્યર્થ છે. થોડા દિવસ રહીને પણ જેણે અનેક સત્કૃત્યો કીધાં તેજ ખરો ખરો ચિરાયુ છે. એમાટેજ એક કવિએ કહ્યું છે :—

यज्जीव्यते क्षणमपि प्रथितं मनुष्यै
र्विज्ञानशौर्यविभवार्यगुणैःसमेतम् ।

तन्नाम जीवितमिति प्रवदन्ति तज्ज्ञाः
काकोपि जीवति चिरं च बलिंच भुंक्त ॥१॥

વિદ્યા, પરાક્રમ, ને ઐશ્વર્ય ઇત્યાદિ શ્રેષ્ઠ ગુણોથી યુક્ત એવો જે મનુષ્ય, તે અલ્પાયુ હોય તોપણ તેનુંજ ખરૂં આયુષ્ય છે, એમ ડાહ્યા પુરુષો કરે છે; કેમકે કાગડો પણ ઘણા દિવસ જીવીને બલી ભક્ષણ કરે છે, એવું દીર્ઘાયુ કંઇ કામનું નથી.

સ્ત્રી કે પુરુષ બન્નેને સંસારમાં ખરો સુખોપભોગ લેવો હોય તો ઉદ્યોગ અવશ્ય કરવો જોઈએ. આલસ્યથી પોતાને દુઃખ થાવ છે, ને આસપાસના લોકોને કંટાળો આવે છે; અતિશ્રમ કરવો એ શરીરને હાનીકારક છે. તથાપિ તે આલસ્ય કરતાં તો વધારે સારો છે,

આજકાલ અમારા દેશમાં પૈસાદાર લોકોની સ્ત્રીઓ ઘણું કરીને સંસારકામમાં તદ્દન નિરૂપયોગી તથા અશક્ત દેખાય છે. ખાવું, પીવું સારૂં હોય છે તોપણ તેમના શરીરને વ્યાયામ તે શું એ માલમજ નથી, એવું કહીએ તો ચાલે. પાણીનો કળશીઓ પણ હાથે ઉંચકવો પડતો નથી. કેટલીકને તો અંગમાંની ચોળી કાઢવાને પણ ઘાટણ જોઈએ છીએ. આટલા શ્રમમાં પણ કેટલીક હલકાઇ માને છે. શ્રીમંતોના કુટુંબમાંના પુરુષો પણ તેવાજ હોય છે. સ્ત્રીઓની પેઠે તેમને ઘરમાંજ રહેવું પડતું નથી, એટલે કોઈવેળા બહાર ફરવાતો જવું પડે છે; પણ સ્ત્રીઓને તે પણ મળતું નથી. એવી સ્થિતિના શ્રીમંતોના ઘરમાં સંતતિની ખોટ અને દત્તક લેવાનો પ્રસંગ ન આવ્યો હોય એવા થોડાજ દાખલા મળી આવશે. •સંતતિ થવાનાં ખરાં કારણો ન જાણતાં છોકરાં

થવાને પૈસાદારો એવો ઉપાય કરે છે કે એક પુરુષ કોઈ વેળા બે, ત્રણ ને પ્રસંગે ચાર ચાર બાયડીઓ પરણે છે. આ ઉપાયથી સંતતિ થવી તો એકજ બાજુપર રહી જાય છે, પણ કુટુંબમાં ક્લેશને કંકાસ વધી જઇને દુરાચરણની વૃદ્ધિ માત્ર થાય છે. અમારૂં કહેવું એમ નથી કે ચાકરો રાખવા નહિ; પણ તેમને રાખી શ્રીમંતોએ પોતાના શરીરને ઇજા કરી લેવી એ સારૂં નથી ચાકરો પાસે હલકું કામ કરાવીને તેટલા વખતમાં પોતે અધિક યોગ્યતાનું કામ, કરવું એ વાત શ્રીમંતો ધ્યાનમાં રાખે તો તેથી તેમને ઘણો ફાયદો થાય તેમ છે. વ્યાયામ પામેલ ગરીબોને સાદા ખોરાકથી જે સુખ થાય છે તેવું શ્રીમંતોને પક્વાન્ન ભોજનથી પણ થતું નથી. કામ કીધા પછી ગરીબોને સુખાવહ નિદ્રા લાગીને જેવી વિશ્રાંતિ મળે છે, તેવી આળસુ શ્રીમંતોને કદી મળતી નથી.

સ્કૉટલંદ દેશમાં 'સરવૉલ્ટર સ્કૉટ' નામનો એક વિલક્ષણ ઉદ્યોગી પુરુષ થઈ ગયો છે. એ મોટો વિદ્વાન્ તથા નામાંકિત ગ્રંથકાર હતો તોપણ તે નિરભિમાની, સુશીલ, તથા પ્રામાણિક હતો; તેણે પોતાના પુત્રને ઉપદેશ કરેલો તેનું તાત્પર્ય નીચે પ્રમાણે છે:—

"પુત્ર! ઉદ્યોગ નુંમહત્વ તને જેટલું કહું તેટલું થોડું છે. મનુષ્ય ગમે તેવી સ્થિતિમાં હોય તોપણ ઈશ્વરે તેની પૂંઠે ઉદ્યોગ લગાડેલોજ છે. ખેડુતોએ અતિશ્રમથી ઉત્પન્ન કીધેલી રોટલીથી તે શ્રીમંતોને ત્યાં આવતી કોઇ પણ મૌલ્યવાન્ વસ્તુસુધીની સર્વ ચીજો શ્રમવિના પ્રાપ્ત કરી લેવામાં અર્થ નથી. જ્ઞાનવિષે પૂછે તો, પહેલાં ખેડ કર્યાવિના ખેતરમાં અનાજ વવાય નહિ, તેમજ શ્રમ કીધાવિના મનુષ્યના મનમાં જ્ઞાનાંકુરનો પ્રાદુર્ભાવ

થતો નથી. જ્ઞાનનો પાક અને ધાન્યનો પાક એમાં ખરેખર મોટો ભેદ છે; તે એ કે કાંઇ અકસ્માત્ બન્યાથી ખેડુતે નાંખેલા ધાન્યની કાપણી બીજો કોઈ પણ કરી શકે, પરંતુ ગમે તેવો વિકટ પ્રસંગ કે મોટું દુર્દૈવ આવે તોપણ જ્ઞાનાભ્યાસનું ફળ બીજો ઉચાપત કરી શકશે નહિ. મનુષ્ય પોતાના ઉપયોગને અર્થે જ્ઞાનનો જે મોટો સંચય કરશે, તે તેની પાસેથી કોઇપણ હરણ કરી શકશે નહિ, માટે પ્રિયપુત્ર, શ્રમ કરીને વખત સુખમાં ગુજાર. નાનપણમાં આપણા અંગમાં ચાલાકી હોય છે, ને તેણે કરીને મનવિકાસ પામવાને યોગ્ય છે માટે તે વેળાએ જ્ઞાનનો સંગ્રહ સહેલાઇથી થઈ શકશે."

ઉદ્યોગ એ મોટો ગુરુ છે એમ આગળ કહેલુંજ છે. ઉદ્યોગમાં નિષ્ફળ થવાય તોપણ આલસ્ય કરતાં તે સારૂં છે. તેને લીધે આપણા મન તથા શરીરની શક્તિ કાયમ રહે છે, તેવડે બીજા ઉદ્યોગ કરીએ તો તે સફલ થાય છે. કાળની એક વખત ખરી યોગ્યતા સમજાય પછી મનુષ્ય ક્ષણમાત્ર પણ તે વ્યર્થ ગુજારતો નથી. ઉદ્યોગવિના મનુષ્યમાં સદ્વર્તન ઠસતું નથી. આજદિનસુધી જગત્માં જે સત્પુરૂષ થઈ ગયા તે સર્વે મોટા ઉદ્યોગી હતા. મનુષ્ય ગમે તેવી સ્થિતિમાં હોય તોપણ ઉદ્યોગ કરવો એ તેની ફરજ છે. રાજ્ય, સુધારો, કલાકૌશલ્ય, વિદ્યા એ સર્વે મનુષ્યોના ઉદ્યોગનાં ફળ છે. એમાંજ કલ્યાણ સમાયલું છે માટે ઉદ્યોગ કરીને ઋણમુક્ત થવું એ મનુષ્યોનું કર્તવ્ય છે. બીજાના શ્રમથી થયેલ કોઇપણ વસ્તુ હું ભોગવતો નથી એમ કોઈ કહે તો તે મનુષ્યનું વજન નહિ પડે શું ! એવું છે ત્યારે ઉદ્યોગ ન કરતાં આલસ્યમાં વખત ગુજારવો એ મનુષ્યે પાપ તરીકે સમ-

જતું જોઈએ. સંસારમાં ઉદ્યોગ જેવું સુખનું સાધન બીજું કાંઈ પણ નથી. ઉદ્યોગ બુદ્ધિ કરતાં પણ શ્રેષ્ઠ છે. સાધારણ બુદ્ધિના હતા તોપણ ઉદ્યોગથી જગત્‌માં મહત્વને પામેલા અનેક શૂર-વીરો મળી આવશે. તેવીજ રીતે મોટી બુદ્ધિ છતાં આલસ્યથી અંધારામાં રહી ગયેલા એવા પણ અનેક મળી આવશે. કેટલા-કને એમ લાગે છે કે મહાન્ બુદ્ધિશાળી પુરુષો શરીરશ્રમ ઘણો કરતા નથી; પણ એ ભૂલ છે. શારીરશ્રમવિના જગત્‌માં ઉદય પામેલ પુરુષ મળવો મુસ્કેલ. જે અતિશ્રમ કરે છે તેજ જગ-ત્‌માં આગેવાન થાય છે. રાજકીય પુરુષો સ્વસ્થ બેસી રહે તો રાજ્યમાં તેમનું વજન પડતું નથી. બાળાજી વિશ્વનાથ, નાના ફડનવીસ ઈત્યાદિ રાજકાર્ય ધુરંધર પુરુષો આળસુ રહ્યા હોત તો શાહુ મહારાજ તથા પેશવાના દરબારમાં તેમનું વજન પડયું ન હોત. મુસલમાની રાજ્યમાં અકબરની જે કીર્તિ જગ-ત્‌માં પસરી છે, તે કેવળ તેના ડહાપણથી પસરી નથી પરંતુ તે-નામાં ડહાપણ ઉપરાંત ઉદ્યોગ હતો માટેજ તેનું નામ અજરા-મર થયું છે.

જગત્‌માં આજદિન પર્યંત જે કીર્તિમાન્ તથા વિદ્વાન્ ગ્રંથકાર થયા, તેમનું પણ એવીજ રીતનું છે. શાંતતાથી સતત ઉદ્યોગ કીધાથી તેમનાં નામો દુનિયાંમાં ચોમેર ગાજી રહ્યાં છે. કોઇ પણ શાસ્ત્રપર પ્રસિદ્ધ ગ્રંથ લખનારના શ્રમનો મોટો ચમ-ત્કાર લાગે છે. ગદાધરી જેવો ન્યાય શાસ્ત્રપર ગ્રંથ લખનાર ગદાધરને કેટલો શ્રમ પડ્યો હશે ? ખરેખરજ કૌમુદીની પેઠે જેનો ઉદય જગત્‌માં સુખાવહ થયો છે, ને જેનું અધ્યયન આજ દિન પર્યન્ત હજારો લોકોએ કીધું છે, એવા વ્યાકરણ શાસ્ત્રનો

**સિદ્ધાંત કૌમુદિ** ગ્રંથ લખવાને મહા પંડિત **ભટ્ટોજી** દીક્ષતને કેટલો શ્રમ પડ્યો હશે ? મહાભાષ્યાદિ વિશાલ ગ્રંથોનું લક્ષપૂર્વક અવલોકન કરીને તથા બીજા અનેક પંડિતોના આર્યસિદ્ધાંત ખોલીને વ્યાકરણ શાસ્ત્રનું અધ્યયન સુલભ થવામાટે, નવો માર્ગ શોધીને, **કૌમુદિ** જેવો ગ્રંથ લખવો એ અત્યંત દુર્ઘટ શ્રમ છે. ઉદાહરણ તરીકે તેણે આપેલાં અન્ય ગ્રંથોમાંનાં અવતરણો વાંચીને તેની ગ્રંથોપસ્થિતિ મનમાં આણીએ તો આપણી અક્કલ ગુમ થઇ જાય છે. તેનાજ ટીકાકાર **નાગોજી** ભટ્ટ **શૃંગેરીના** શમ્ભરાજાના આશ્રિત હતા; તે પુરુષના સામર્થ્યને શ્રમનું આશ્ચર્ય લાગે છે. જે ગ્રંથોનું અધ્યયન કરવાને ઘણા વર્ષો પૂરતાં થતાં નથી એવા કેવળ અર્થ વિચારોના અનેક ગ્રંથો લખવામાં તેણે પોતાનું આયુષ્ય ગાળીને પોતાની તથા પોતાના આશ્રયદાતાની કીર્તિ ચિરસ્થાયી કીધી. **અધિકરણ રત્નમાલા, અદ્વૈત સિદ્ધિ,** ઈત્યાદિ **મીમાંસા** તથા વેદાન્ત શાસ્ત્રના ગ્રંથકારોના શ્રમ પણ અત્યંત ચમત્કાર દર્શક છે. સાહિત્ય શાસ્ત્રના **કાવ્યપ્રકાશાદિ** ગ્રંથના કર્તાઓનો શ્રમ પણ વર્ણનીય છે. તત્કાલીન સર્વ કાવ્યોનું અવલોકન કરીને અલંકારના વર્ગ બાંધી તેનાં લક્ષણો બેસાડવાં એ કામ અલ્પ છે શું ? જ્યોતિષશાસ્ત્રપર ગ્રંથ લખનારા **આર્યભટ્ટ, વરાહમિહિર, ભાસ્કરાચાર્ય** એમની વિચાર શક્તિ તથા શ્રમ અતિ ચમત્કારિક હતાં **આર્યભટ્ટના** ગ્રંથપરથી પરદ્વીપસ્થ લોકોએ જ્યોતિષ લખ્યું એમ ઈતિહાસ શોધક વિદ્વાનો કહે છે. વરાહમિહિરના ગ્રંથમાં અનેક પ્રકારનો અનુભવ છે. ભાસ્કરાચાર્યની વખતે વેધ લેવાના વગેરે સાધનો હાલની માફક ન હતાં તોપણ તેણે બેસાડેલા સિદ્ધાંતો અદ્યાપિ

નિર્દોષ ઠર્યા છે. એ સિદ્ધાંતો ઠેરવવામાટે જ્યોતિષશાસ્ત્રનો અભ્યાસ કરવાને કેટલો શ્રમ લાગ્યો હશે ? એવા પુરુષો જગત્‌માં કદાચજ મળે છે એમ કહેવામાં કંઇપણ હરકત નથી. વૈદ્યશાસ્ત્ર પર ગ્રંથ લખનાર વાગ્ભટની બુદ્ધિ ઉદ્યોગ તથા અનુભવ પ્રશંસનીય છે.

કાલિદાસ, ભવભુતિ જેવા કવિઓનો શ્રમ અલ્પ છે શું ? કાલિદાસને અંગે પ્રતિભા એટલે કવિતાશક્તિ સ્વાભાવિક હશે, પણ તે અતિશ્રમવિના ઉદય પામી નહિ હોય, એમાં કંઇ સંશય નથી. તે કાલની લોકસ્થિતિ તરફ લક્ષ દઈએ તો રઘુવંશ, મેઘદૂત, ઇત્યાદિ કાવ્યોમાં કાલિદાસનું ભૂગોલ જ્ઞાન જણાઇ આવે છે. તેવીજ રીતે પુરાણો, શાસ્ત્રો, લોકસ્થિતિ, તથા સૃષ્ટિ રચના એ વિષેનો અનુભવ તેમના ગ્રંથોમાં ઠેકાણે ઠેકાણે જણાઇ આવે છે; તેનું જેટલું વર્ણન કરીએ તેટલું થોડુંજ. એવા પ્રાચીનકાળે થઈ ગયેલા ઉદ્યોગી પુરુષોનાં અનેક ઉદાહરણો આપવા બનશે. એવા પુરુષો થઇ ગયા માટેજ આર્યવર્ત સુધરેલા દેશોમાં શ્રેષ્ઠ ગણાતો. સુધારો એટલે ઉદ્યોગી પુરુષોના ઉદ્યોગની એકતા એમ કહેવામાં કંઇપણ હરકત નથી. સાંપ્રતકાળે આર્યભૂમિ તેના હાલના પુત્રોના આલસ્યથી દાસ્યત્વ પામેલી છે, તોપણ પૂર્વે થઈ ગયેલા પુત્રોની કીર્તિથી તેને પરદ્વીપમાં થોડું ઘણું માન મળે છે; તે કાયમ રાખવું કે વધારવું એ તેના હાલના બાલકોના સુઉદ્યોગવિના બનવાનું નથી.

પેશવાના દરબારમાંના રામશાસ્ત્રી બાવાના ઉદ્યોગનું ઉદાહરણ પણ ધ્યાનમાં રાખવા જોગ છે. રામશાસ્ત્રીદંના રામશાસ્ત્રી બાવા થવાને તેમને કેટલો ઉદ્યોગને શ્રમ કરવો પડ્યો હશે ? મોરશાસ્ત્રી બુદ્ધિમાનહતા, તથાપિ તેમને ઉદ્યોગનો લેશ

માત્ર પણ કંટાળો ન હતો. પ્રથમ તેઓ મોરભટ્ટ નામના વૈદિક હતા પછીથી પુનામાં આવીને નીલકંઠ શાસ્ત્રી થત્તે પાસે ન્યાયશાસ્ત્રનું અધ્યયન કરીને તેમના વિદ્યાર્થીઓમાં અગ્રગણ્ય થયા. પૂર્વે અનેક શાસ્ત્રો શીખવાની ચાલ હતી. પ્રથમ વ્યાકરણ શાસ્ત્ર શીખીને ત્યાર કેડે ન્યાય શાસ્ત્ર શીખતા; કારણ ન્યાય શાસ્ત્ર શીખનારાઓ કરતાં વ્યાકરણ શાસ્ત્ર શીખનારાઓને વધારે ગોખવું પડે છે અને મોટપણે ગોખવાનું કામ સારૂં થતું નથી. મોરશાસ્ત્રીને કોઈએ કહ્યું કે ન્યાયશાસ્ત્ર શીખ્યા પછી વ્યાકરણ શાસ્ત્ર કોઇ શીખતું નથી. તે ઉપરથી શાસ્ત્રીજી બોલ્યા કે 'કોઈ શીખતા નથી, માટેજ હું શીખું છું.' એમ કહીને તેમણે વ્યાકરણનો અભ્યાસ કીધો. આગળ જતાં પાઠશાળાના મુખ્ય અધ્યાપક થયા, તે પછી તેમણે અંગ્રેજી શીખવાનો પણ આરંભ કીધો હતો; પરંતુ સિંધીઆ સરકારે ન્યાયાધીશની જગ્યા આપવાથી ત્યાં જવાને લીધે તે અભ્યાસ એમનો એમ રહ્યો. રઘુનાથ શાસ્ત્રી પર્વતે એમણે કારાગૃહવાસમાં ગીતાપર "ભાષા વિવૃત્તિ" નામનો ગ્રંથ લખેલો છે.

જગત્‌માં ભરતખંડનું પૂર્વે જેવું માન હતું તેવું હાલ નથી. તેવીજ રીતે પૂર્વે થઇ ગયેલા વિદ્વાનો જેવાં હાલનાં વિદ્વાનોનાં ઉદાહરણો આપી શકાશે નહિ. તથાપિ કાલમાન પ્રમાણે, કાંઈક ઉદાહરણો આપી શકશે. બંગાલ દેશમાં રામ મોહનરાય જેવા ઉદ્યોગી પુરૂષો થઈ ગયા. સ્વામી દયાનંદ સરસ્વતી એઓ પણ મહા ઉદ્યોગી હતા; ને હાલમાં પણ બંગાલ દેશમાં બાબુ રાજેંદ્રલાલ મિત્ર, તારાનાથ તર્ક વાચસ્પતિ જેવા ઉદ્યોગી પુરુષો છે. એમની કીર્તિ યુરોપ તથા અમેરિકા ખંડમાં પણ ગએલી છે.

મહારાષ્ટ્ર દેશમાં પણ હાલમાં સારા ઉદ્યોગી ને વિદ્વાન્ પુરુષો થઇ ગયા છે. આ વિદ્વન્માલિકામાં પ્રથમરત્ન બાળશાસ્ત્રી જાંભેકરનું છે. એમણે ટૂંક આયુષ્યમાં પુષ્કળ શ્રમથી બહુ વિદ્યા સંપાદન કરીને સદાચરણથી મોટી કીર્તિ મેળવી. એ પ્રથમ શાસ્ત્રી હતા; પણ આગળ જતાં અંગરેજી વગેરે બીજી ભાષાઓનો અભ્યાસ કરી તેમાં પ્રવીણ થઇને ઉત્તમ ગ્રંથકાર થયા. મરાઠી ભાષાના વ્યાકરણનો પાયો પ્રથમ એમણેજ નાંખ્યો. પછી દાદોબા પાંડુરંગ તથા કૃષ્ણશાસ્ત્રી ગોડબોલે એમણે અતિશ્રમ કરીને વ્યાકરણપર ગ્રંથ લખ્યા. બાળશાસ્ત્રીના અલ્પાયુ મહારાષ્ટ્ર દેશને મોટી હાની થઈ. બાળશાસ્ત્રી સ્વભાવે મોટા દયાળુ, પરોપકારી ને ઉદાર હતા તેમની સાહેબ લોકમાં મોટી પ્રતિષ્ઠા હતી. બાળશાસ્ત્રીની પાછળ થયેલા મોટા ઉદ્યોગી તથા વિદ્વાન્ ડાક્તર ભાઉ દાજી હતા. વાડીપ્રાંતમાં એમનું ઘર હતું, ત્યાંથી મુંબઈ આવી અંગરેજી ભાષાનો અભ્યાસ કરીને મુંબઇની સરકારી વૈદ્યશાળામાં વૈદ્યશાસ્ત્રનો અત્યુત્તમ અભ્યાસ કરીને તેમાં પ્રવીણ થયા. પોતાના ધંધાથી પૈસા મેળવીને ઐશ્વર્યનો ઉપભોગ લેવામાં તેમણે કાળ ગુજાર્યો નહિ. દેશહિતમાં તેમણે પોતાના જ્ઞાન તથા શ્રમનો ઘણો ઉપયોગ કીધો. પ્રાચીન વિદ્યા તથા કલાની શોધ કરવાનું તેમને વ્યસન લાગ્યું હતું. પ્રાચીન ગ્રંથ મેળવવામાટે એમણે પોતાની ગાંઠના હજારો રૂપીઆ ખરચ કીધા હતા. ઘણે ઠેકાણે જઇને પુષ્કળ અનુભવ મેળવ્યો, તથા તે વિષે પુષ્કળ નિબંધો મુંબઇની વિદ્વાનોની સભામાં વાંચી સંભળાવીને છાપી પ્રસિદ્ધ કીધા. ડાક્તર ભાઉ દાજી એમને વિદ્યાનો મોટો શોખ હતો, તેઓ વિદ્વાનોને માન આપતા હતા. તે આધુનિક વિદ્વાન્ હતા, તથાપિં જૂના શાસ્ત્રી-

ઓને પોતાની પાસે બોલાવીને શાલદુશાલા આપીને તેઓનો સત્કાર કરતા હતા. એમનું આચરણ ઘણુંજ ઉત્તમ હતું. પરોપકાર તથા ઐશ્વર્ય એ ગુણો તો તેમનામાં નિરંતર વાસ કરી રહ્યા હતા. તે હજારો ગરીબોને મફત ઓસડ આપતા. તેમણે જેવો પૈસો મેળવ્યો છે તેવો ખરચ્યો પણ છે. ખરચનો પ્રસંગ આવે ત્યારે તેઓ આગળ પાછળ જોતા ન હતા. એમણે મહા રોગોપર ઔષધો શોધી કાઢવાના ઘણા પ્રયત્ન કીધા હતા, ને તેમાં તે કેટલેક અંશે ફતેહ પામ્યા હતા પરંતુ આગળ જતાં તેમનાપર લક્ષ્મીની અવકૃપા થયાથી તે યત્નો સફળ થયા નહિ. ડાકતર ભાઉ દાજીનું નામ લોકો ભૂલી જશે નહિ. ભાસ્કર દામોદર પાળંદે એ પણ મોટા પ્રસિદ્ધ ગૃહસ્થ હતા. એ તદ્દન ગરીબ કુટુંબમાં જન્મ્યા હતા, ને એમની પ્રકૃતિ તદ્દન અશક્ત હતી, તો પણ તેમણે નિયમિતપણાથી શરીર સારૂં રાખીને તથા શ્રમ કરીને પુષ્કળ વિદ્યા સંપાદન કીધી હતી. એમનો અંગરેજી ભાષાનો સારો અભ્યાસ થવા કેડે એમને પ્રથમ શાળાખાતામાં જગ્યા મળી, ને છેવટે અહમદનગરમાં ન્યાયાધીશની મોટી પદવી મળી. પ્રથમ ન્યાયખાતામાં કામ કીધું ન હતું તોપણ એમને કાયદાના કામકાજનો એટલો તો અનુભવ થયો હતો કે, એમનાં કામમાં કોઇપણ ખોડ કહાડી શકતું ન હતું. આગળ જતાં, પુના, મુંબઇમાં આવ્યા પછી એ કામમાં એ ઘણા પ્રવીણ થયા. આમ છતાં એ મોટા વિદ્યાવ્યસની હતા. એમને ગ્રંથાવલોકનનું મોટું વ્યસન હતું. એમણે કેટલાક દિવસ સુધી મરાઠી કવિતાનો પુષ્કળ વ્યાસંગ કરીને મરાઠી કવિઓપર એક નિબંધ લખ્યો, જે હાલ પ્રસિદ્ધ છે. એમનો સ્વભાવ

ઘણોજ શાંત ને ધાર્મિક હતો. તે પોતાના ભાષણથી કે કૃતીથી કોઇનું મન દુખાવતા ન હતા, ને ધર્મમાં ઘણો પૈસો ખરચતા હતા. અંતે એમનું ચિત્ત સર્વકાળ ભક્તિ ને વેદાન્તતરફ લાગ્યું હતું. "રત્નમાલા,' નામનું પુસ્તક પ્રસિદ્ધજ છે. એમણે "ભગવદ્ગીતાપર" પ્રાકૃત ટીકા કરી છે; તે પણ પ્રસિદ્ધજ છે. બાંળશાસ્ત્રી જાંભેકર, ભાઉ દાજી વગેરે જૂના લોકના સહવાસમાં રહીને, અંગરેજી રાજ્યના આરંભમાં વિદ્યાને યોગે ઉદય પામેલ ગૃહસ્થોમાં ઔદાર્યાદિ જે કાંઇ સદ્ગુણો હતાં, તે હાલના કેવળ પરદ્વીપસ્થ ગુરુના શિક્ષણથી વિદ્વાન્ થયેલામાં માલમ પડતાં નથી, એ શોચનીય છે. અંગરેજોનો મુખ્ય ગુણ સ્વહિતપરતા. એ સ્વભાવત: દોષ છે એમ નથી, પરંતુ તે ઔદાર્યાદિ ગુણોને બાધ ન કરે તેમ મર્યાદામાં હોવો જોઇએ. ઔદાર્ય, પરોપકાર ઈત્યાદિગુણો ઈંગ્લાંદમાં રહેનારા અંગરેજ લોકોમાં છે પરંતુ જે અંગરેજો હિંદુસ્થાનમાં આવે છે, તેમને સત્તા ને ઐશ્વર્ય થોડા ઉદ્યોગથી એકદમ પ્રાપ્ત થાય છે તેથી તેમનામાં ઔદાર્યાદિ ગુણોનો અભાવ થઈને 'એંગ્લો ઇંડીયન' એ તેમની એક અનુદાર જાતજ બનેલી છે. તેનું ખરું સ્વરૂપ "ઈલબર્ટ બીલ" ની વખતે દેખાઈ આવ્યું હતું. એમનું એટલું તો પ્રાબલ્ય થયું કે, લૉર્ડ રીપન જેવા મહાત્માના ઉદ્યોગનું ને પ્રોફેસર વર્ડસ્વર્થ જેવા મહા પંડિતના લેખોનું આ જાત આગળ કંઇપણ ચાલ્યું નહિ. એવા પ્રકારના અંગરેજો ગુરુ થવા લાગે તો પછી વિદ્યાર્થીઓમાં કેવા ગુણો ઉત્પન્ન થાય તે કહેવાની જરૂરજ નથી.

કૃષ્ણશાસ્ત્રી ચિપળુનકર એમનું ઉદાહરણ પણ ઉદ્યોગવિષે લેવા જોગ છે. એ નામાંકિત બુદ્ધિમાન્ હતા એ તો પ્રસિદ્ધજ

છે. અપ્રતિમ બુદ્ધિમાન્ મોર શાસ્ત્રીએ જેને બૃહસ્પતિ એ ઉપનામ આપેલું છે તેની.બુદ્ધિનું વર્ણન કરીએ તેટલું થોડુંજ. મોર શાસ્ત્રીના જેવીજ કેટલેક અંશે એમની સ્થિતિ હતી. પ્રથમ એમણે વેદાધ્યયન કીધું આગળ જતાં શાસ્ત્રાધ્યયન કરીને તેમાં પણ કી.ર્ત મેળવી. ત્યારકેડે અંગરેજીનો પણ સારો અભ્યાસ કીધો. વિદ્યાથી કોઈની પણ કીર્તિ વધી કે તેને કંઇને કંઇ દૂષણ લગાડવું એ કેટલાકનો જાતિ સ્વભાવજ હોય છે. શાસ્ત્રીજીને અંગરેજી ભાષા લખવાને ઝાઝો પ્રસંગ ન હોવાથી તેમાં તેમનું પ્રાવીણ્ય લોકોમાં દેખાઇ આવ્યું .નહિ; ત્યારે કેટલાક એમ કહેતા કે શાસ્ત્રીજી બુદ્ધિમાન્ વિદ્વાન્ છે એ ખરૂં. અંગરેજીમાંથી મરાઠીમાં ઉત્તમ ભાષાંતર કરે છે, પરંતુ તેઓ અંગરેજી સારૂં લખી શકતા નથી. પરંતુ દૈવવશાત્ તેમને એતદ્દેશીય વર્તમાનપત્રના રીપોર્ટરની જગ્યા મળવાથી લોકોનું એ કહેવું તદ્દન ખોટું ઠર્યું. એમનાં લખાણ એટલાં તો સારાં હતાં કે, બીજા ઇલાકાઓમાં તેજ કામપરનાં યુરોપીઅનો કરતાં એમનાં લેખ સરકારમાં ચઢિયાતા ગણાયા.

શાસ્ત્રીજીનાં મરાઠી લખાણોનાં વખાણ કરીએ તેટલાં થોડાં. મરાઠી વર્તમાનપત્રોમાં એમનાં લખાણ આવતાં તેપર એમના પ્રતિપક્ષિઓથી એક પણ સમર્પક ઉત્તર અપાતો નહિ. પછી ' शेषं कोपेन पूरयेत् ' એ ન્યાયથી તેમને કંઇ દૂષણ લગાડતા. એમણે પ્રથમતઃ " અરેબીયન નાઈટસ્ " એ પુસ્તકનું અંગરેજીમાંથી મરાઠીમાં ભાષાંતર કીધું, તે એટલું તો ઉત્તમ થયું કે એ ભાષાંતર છે ,એમ લાગતું ન હતું. પછી આગળ જતાં એમણે 'ઈંગ્લાંદમાંના પ્રસિદ્ધ વિદ્વાન્ જૉનસ્ટુઅર્ટ મીલ'

ના આર્થશાસ્ત્રપરના ગ્રંથનું ભાષાંતર કીધું. તે વખતની વિદ્યાવૃદ્ધિ તરફ લક્ષ દીધાથી એમ દેખાઈ આવશે કે, અર્થશાસ્ત્ર જેવા અતિગહન તથા આપણા દેશમાં તદ્દન નવો એવા વિષયપરના કઠિન ગ્રંથનું ભાષાંતર કરવું, એ કંઈ સામાન્ય શક્તિનું કામ નથી. તે વખતે તે શાસ્ત્રીજી જેવા ગૃહસ્થવિના બીજાના હાથથી પાર પડવું કઠિન હતું.

જૂના તથા નવા વિદ્વાનોમાં એક વાત સાધારણ છે તે એ કે બન્નેને મરાઠી અથવા ગૂજરાતી ભાષા તથા તે ભાષાની, કવિતાનો તિરસ્કાર હોય છે. શાસ્ત્રીજીમાં એ બન્ને વિદ્યા (મરાઠી ભાષા ને કવિતા) એકત્ર સરખી રીતે વાસ કરતી હતી. મરાઠી કવિતાઓ વાંચવામાં તેઓ ઘણો વખત ગુજારતા ને પોતે પણ મરાઠી કવિતાઓ રચતા "પદ્યરત્નાવલી" તથા મરાઠી કાવતાના વ્યાકરણ વિષેનો નિબંધ વાંચવાથી મરાઠી કવિતા સંબંધે એમનો ઉદ્યોગ જણાઇ આવશે. મરાઠી વ્યાકરણપર શાળાપત્રકનો નિબંધ લક્ષપૂર્વક વાંચી જોવાથી શાસ્ત્રીજીની કુશાગ્રને ઊંડી બુદ્ધિ, તે વિષયનું અવગાહનને ને તે પ્રતિપાદન કરવાની શાક્ત એ વિસ્મય પમાડ્યાવિના રહેશે નહિ. એમની ગુણદોષ વિવેચક શક્તિ અદ્વિતીય હતી. આ શક્તિના સંબંધથી ઈંગ્લાંડના પ્રસિદ્ધ વિદ્વાન ડૉકટર જોન્સનની ઉપમા શાસ્ત્રીજીને આપવામાં કંઈપણ હરકત નથી. કેટલાક વર્ષોસુધી શાસ્ત્રીજી નવીન વિદ્વાન મંડળના અગ્રણી હતા. શાસ્ત્રીજી જેમ ઉત્તમ ગુણદોષ વિવેચક હતા, તેમ ઉત્તમ શિક્ષક પણ હતા. ચાર પાંચ કલાકો સુધી શીખવવા બેસે તોપણ એમને કંટાળો ઉપજતો ન હતો. વર્ગમાં બેસે કે 'લક્ષ આપો' એમ તેમને વિદ્યાર્થીઓને કહેવું

પડતું ન હતું. તે શીખવવા લાગે કે તરતજ પોતાની મેળે તેમના બોલવા તરફ વિદ્યાર્થીઓનું ચિત્ત ખેંચાતું. વિદ્યાર્થી કંઇ પણ પૂછે તો એમને રીસ ચઢતી નહિ.. ઘણીજ મૂર્ખાઇ ભરેલી શંકા હોય તો માત્ર સહજ હસું આવતું. કોઇપણ શંકાનું સમાધાન એઓ કર્યાવિના રહેતા નહિ, ગમે તે વિષય હોય પણ તે મનમાં ઠસાવી દેવાની એમની રીતિ ઉત્તમ હતી.

શાસ્ત્રીજીને ઘડપણ આવ્યું, ને સરકારી કામનો માથે બોજો હતો, તથાપિ તેમનો ગ્રંથાવલોકનનો ક્રમ ઓછો થયો નહિ. તે છેવટ લગણ એક સરખોજ હતો. એમને શાસ્ત્રીય વિષય વાંચવાનો ઘણો શોખ હતો.

'અનેક વિદ્યામૂલતત્વ' ગ્રંથ તપાસીએ તો એમને શાસ્ત્રીય વિષયનો કેટલો અનુભવ હતો તે ધ્યાનમાં આવ્યાવિના રહેશે નહિ. શાસ્ત્રીજીના ઉદ્યોગનાં વખાણ કરીએ તેટલાં થોડાંજ. શાસ્ત્રીજીને ખુશામતનો ઘણો તિરસ્કાર હતો, તેથી સરકારી ઓહ્દાના સંબંધમાં એમની થવી જોઇએ તેવી ચડતી થઈ નહિ. કોઇ પ્રસંગે રીસ લાગવા જેવું શાસ્ત્રીજી બોલે તો, પણ મનમાં કુત્સિતપણું રાખીને કોઈપર તે દ્વેષ રાખતા ન હતા. માતાપિતાની ભક્તિ એ એમનો સ્તુત્યગુણ અનુકરણ કરવા જેવો છે. 'पुत्रादिच्छेत्पराभवम्' અથવા 'બાપસે બેટા સવાઈ' એ કહેવતને શાસ્ત્રીજીના ચિરંજીવી વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર પાત્ર થયા. કેટલાક ગુણોમાં આ શાસ્ત્રીએ પોતાના પિતાને અંધારામાં નાખ્યા. વિદ્યા, વિનય, નીતિ, સ્વદેશપ્રીતિ, ને ઉદ્યોગ ઈત્યાદિ ગુણોથી થોડાજ કાળમાં એમણે પોતાનું નામ મહારાષ્ટ્રદેશના આબાલવૃદ્ધમાં પ્રિય કીધું. સરકારી ચાકરીનું અવ-

લંઘન કરી રહેવું નહિ, [સેવા એ પશુવૃત્તિ છે.સ્વતંત્ર ઉદ્યોગ કરવે એવાં મધુમય ગપ્પા વ્યાખ્યાનમાં મારનારા ઘણા છે,પરંતુ ઐશ્વર્ય ન છતાં, મોટા પગારની સુખની સરકારી ચાકરી છોડી દઇને ચારજણને જોડે લેઇને સ્વતંત્ર ઉદ્યોગ કરવાનું ઉદાહરણ દેખાડનારા વિષ્ણુશાસ્ત્રી જેવા આપણા દેશમાં કેટલા પુરુષો છે? શાસ્ત્રીજી પાસે કોઇપણ વિષયનો કોઇપણ ગ્રંથ લઈ જાય તો તેના ગુણની ખરી પરીક્ષા કરતા હતા. પોતાના કરતાં, પગારથી, વિદ્યાથી, લૌકિકથી ઓછા એવા કોઈપણ મનુષ્યે કંઈ લખ્યું હોય તેને સારૂં કહેવું એ કેટલાક આધુનિક વિદ્વાનોને ગમતું નથી. મત આપવાનો પ્રસંગ આવે તો 'મને જોવાને વખત નથી' 'કંઈક દોષ છે ખરો પણ પુસ્તક ઠીક છે' 'કંઇક સુધારો કરવો જોઈશે' એવા ઉડતા જવાબ આપીને પતાવી વાળશે. બીજાને સારો કહેવાથી પોતાને હલકાઇ પ્રાપ્ત થશે એવી મૂર્ખાઈ ભરેલી સમજ શાસ્ત્રીજીએ મનમાં કદિપણ ધારી નથી. આજકાલ કેટલાક વિદ્વાનો એવા થયા છે કે તેમની આગળ કોઈએ પ્રત્યુપસ્થાન કીધું કે તેમનું મસ્તક તપ્ત થયાવિના રહેતું નથી. લાગે ફાવે તો તેઓ પ્રત્યુપસ્થાન કરનારાઓપર ફીનો લેવાને પણ ચૂકતા નથી.

પરશુરામપંત તાત્યા ગોડબોલે એ ગૃહસ્થ પણ મોટા ઉદ્યોગી હતા. મયુરકવિના ભક્તમાલિકામાંના એઓ કલ્યાણજ[1] હતા. મોરોપંતકવિની પાંચ દશ નવીન આર્યા વાંચ્યા શિવાય

---

૧ કલ્યાણ એ રામદાસસ્વામીનો શિષ્ય. લખવાનો ભાવાર્થ એટલોજ કે ખરા કલ્યાણને જેવા રામદાસસ્વામી પ્રિય હતા, તેમજ પરશુરામપંત તાત્યાને મયુરકવિની કવિતાંઓ પ્રિય હતી.

તાલ્યાનો દહાડો જતો ન હતો. તે વ્યર્થ કાળ ગુજરતા નહિ. એમનો સ્વભાવ ઘણોજ સારો હતો. એમણે નિરંતર ઉદ્યોગ કરીને સંસ્કૃત નાટકોના ભાષાંતર તથા બીજા ઘણા ગ્રંથ લખ્યા છે.

આપણા વિદ્યમાન કાળના વિદ્વાન્ મંડળમાં પણ ઉદ્યોગનાં ઉદાહરણો સારાંજ છે. પ્રથમ આપણા લોકપ્રિય કેરોપંતનાનાનું ઉદાહરણ આપતાં ઘણો આનંદ ઉપજે છે. તેઓ કુલાબાની વેધશાળામાં થોડાજ પગારની ચાકરીપર હતા. તે વખતથી ઉદ્યોગ કરીને એમણે એટલી તો વિદ્યા સંપાદન કીધી કે તેઓ મુંબઈ ને પુનાની વિદ્યાલયોમાં ગણિતશાસ્ત્રના ગુરુ થયા, અને એ કામ એટલી તો ઉત્તમ રીતિએ કીધું કે એમની બરાબરી કરનાર કોઇ જ્યારે થાય ત્યારે. જ્યોતિષ, પદાર્થજ્ઞાન એ શાસ્ત્રોમાં એમના જેવો આજ અમારામાં કોઈ નથી. જ્યોતિષશાસ્ત્રમાં એમની નિષ્ણાતતા યુરોપખંડમાં પણ પ્રસિદ્ધ છે. કેટલીક વખતે મોટા કામોમાં સરકારે એમનો અભિપ્રાય લઇને આભાર માનેલો છે. આ બધી કીર્તિ એમણે ઉદ્યોગવડે સંપાદન કીધી. વાર્ધક્ય (ઘડપણ) આવ્યાથી ચાકરી છોડ્યાકેડે એમનું શાસ્ત્રાવલોકન શરૂ થયું. અર્વાચીન શાસ્ત્રપર મરાઠીમાં ગ્રંથ લખવાનો પ્રારંભ થયો. એમની શીખવવાની રીત વર્ણનીય હતી. નિર્ગર્વીપણું તથા નમ્રતા એ ગુણો એમનામાં પરિપૂર્ણ વાસ કરી રહ્યા હતા. આ તેમના ગુણો અનુકરણ કરવા યોગ્ય હતા. બાલકોથી તે મોટાઓ સુધી સર્વ સાથે એમનું વર્તન સરખું હતું.

પ્રાચીનકાળમાં હાલના જેવી વિદ્યાવૃદ્ધિ ન હતી એમ કેટલાકનું કહેવું છે. લખતાં વાચતાં આવડવું એટલોજ વિદ્યાશબ્દનો સંકોચિત અર્થ લઈએ તો આગળ કરતાં લખનારને

વાંચનારની સંખ્યા હમણા વધી પડી છે; પરંતુ વિદ્યા શબ્દનો ખરો વ્યાપક અર્થ લઇએ તો ગ્રહલાઘવકાર જેવા વિદ્વાનો અમારા દેશમાં હાલ થતા નથી. વર્ષને અંતે ગણિતશાસ્ત્રની પૂર્ણ પરીક્ષા આપીને "કલાસ્વામી" (M.A.) ની પદવી મેળવનારા ઘણાએ થાય છે, પરંતુ કેરોપંતનાનાનો વિસાર પાડી દેવાને એક બે પણ ગૃહસ્થો નથી એ શોચનીય છે. સાંપ્રત ચાલતી અપૂર્ણ શિક્ષણ પદ્ધતિથી પરદ્વીપમાં કીર્તિ લઈ જનારા ગ્રંથો અમારામાં નીપજવાના ચિન્હો જણાતા નથી.

મુંબઈમાંના પ્રસિદ્ધ રાવસાહેબ વિશ્વનાથ નારાયણ મંડલીક એઓ વિદ્યાલયમાં વિદ્યાર્થી હતા તે વખતથીજ એમના ઉદ્યોગની પ્રસિધ્ધિ છે. એમનો વખત બાંધેલો છે. એમને એક પળ પણ નકામી ગુજારવાને ફુરસદ મળતી નથી. એઓ પ્રથમ સરકારી નોકર હતા ત્યારે તથા આગળ જતાં વકીલ થયા કેડે, પોતાના ઓદ્ધાને ધંધાનું કામ સંભાળીને એલફિન્સ્ટન સાહેબકૃત 'હિંદુસ્થાનના ઇતિહાસનું ભાષાંતર' 'હિંદુ ધર્મશાસ્ત્ર' વિગેરે અનેક પુસ્તકો એમણે લખ્યાં. એ ઘણા વિદ્યાવ્યસની ને વ્યાસંગી છે. સદ્વર્તન સંબંધે જોઇએ તો એમના જેવા આપણામાં નીકલશે કે નહિ એનો સંશયજ છે. નીતિ, પ્રામાણિકપણું, સત્ય શીલતા, ધૈર્ય, નિસ્પૃહતા, આ ગુણોથી એમનું વજન સર્વ લોકોમાં છે. એમના ગુણો અનુકરણ કરવા યોગ્ય છે.

રાજકીય પુરુષોની મરજી સંભાળવામાટે 'યસ્ સર્' કહેનારા રાવ બહાદુર અમારામાં ઘણાં છે, પરંતુ રાજપ્રતિનિધી સામે ઘસીને 'अप्रियस्यचपथ्यस्यवक्ता' એવો રાવસાહેબ જેવો મળવો મુશ્કેલ. 'अप्रियस्यचपथ्यस्यवक्ता' દુર્લભ હોવાથી કેટ-

લીક વેળાએ રાવસાહેબ જેવાનું બોલવું વ્યર્થ થયું, તથાપિ લૉર્ડ રીપન જેવા ગુણજ્ઞ પુરુષ અધિકારપર હોય ત્યારે તો તે સફળ થયાવિના રહેતું નથી. લૉર્ડ રીપન સાહેબે રાવસાહેબની વિદ્વત્તા ને નિસ્પૃહતા જોઈને પોતાની પાસેના કાયદા બાંધનારાઓની સભામાં એમને સભાસદ નિમ્યા. મુંબઈ ઈલાકામાં આ પદ સોથી પહેલુંજ એમનેજ પ્રાપ્ત થયું.

રાવ બહાદુર માધવરાવ રાનડે એમના જેવો ઉદ્યોગી ને દેશાભિમાની પુરુષ આજ અમારામાં મળવો મુશ્કેલ. દેશહિત કાજે એમણે ઘણોજ શ્રમ કીધો છે. જેઓને એમના ઉદ્યોગનો અનુભવ છે, તેમને એમના શ્રમનું આશ્ચર્ય લાગ્યાવિના રહેશે નહિ. શાંતિ એ ગુણ એમનામાં પૂર્ણ વાસ કરે છે એમ કહીએ તો પણ ચાલે. પ્રતિપક્ષીઓના આક્ષેપ શાંતપણે સહન કરીને યુક્તિથી લોકસમુદાયને વળણ લગાડવાનું કામ સાધનાર એમના જેવો બીજો કોઇ મળશે નહિ. તેમજ મહત્પદ પામેલા કેટલાક સરસ્વતી ભક્તો પ્રમાણે પોતાનીજ ધૂનમાં લોકોથી દૂર ન રહેતાં ચાર જણને મળી તેમને પોતાની સાથે રાખીને લોકકલ્યાણનાં કામો કરવાને મહેનત કરનાર એમનો જેવો બીજો આજ દક્ષિણીઓમાં કોણ છે? બીજા વિદ્વાનોની પેઠે પોતાના કરતાં ઓછી વિદ્વત્તાવાળા ગૃહસ્થને તુચ્છ ન માનવાને બદલે તેનામાં વસતા ગુણોની પ્રશંસા કરીને તેને વધારે ઉદ્યોગ કરવાને ઉત્તેજન આપવું એ એમનો ગુણ પ્રશંસનીય છે. ઈશ્વરકૃપાથી તે ચિરાયુ થાઓ.

ડૉક્ટર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર, શંકરરાવ પંડિત, મહાદેવ મોરેશ્વર કુંટે, કાશીનાથ ત્રીંબક તેલંગ, એ ચાર વિદ્-

-મણિ ઘણા ઉદ્યોગી છે. ભાંડારકરે સંસ્કૃત ભાષાનો અભ્યાસ સતત ઘણાં વર્ષો સુધી કરીને, તેને વિષે અનેક ઉત્તમ લેખો લખીને યુરોપખંડમાં પણ કીર્તિ મેળવી છે. પંડિતનો ઉદ્યોગ તો આશ્ચર્યકારક છે. એમનો વ્યાસંગ તો એકસરખો જારી રહેલોજ છે. ઉદ્યોગથી ઘણી વિદ્યા સંપાદન કરી, અનેક ભાષાઓ શીખી તથા મોટા અધિકાર મેળવીને કીર્તિ સંપાદન કીધી, તથાપિ એમનો ઉદ્યોગ એક પરીક્ષા આપવા જનાર વિદ્યાર્થીની પેઠે જારી રહેલોજ છે. વ્યાસંગવિષે એમનું ઉદાહરણ લેવા યોગ્ય છે. કુંટેનો પણ ઉદ્યોગ ઘણો ઉદ્ભટ છે. એમણે મોટી ઉમરે સંસ્કૃત ભાષા શીખવાનો આરંભ કરીને પરાક્રમથી મુંબઇમાંના વિદ્યાલયમાં સંસ્કૃત ગુરુની પદવી મેલવી અને "ષડ્ દર્શન ચિંતનિકા" જેવા ગહન વિષયપર માસિક પુસ્તક છાપીને યુરોપ કે અમેરિકાખંડોમાં પણ પોતાની વિદ્વત્તા ગજાવી. અંગરેજીમાં ઉત્તમ ગ્રંથ લખીને યુરોપમાંની વિદ્વાન સભામાં ઈનામ મેળવ્યું. આજદિન પર્યન્ત યુરોપમાં ઠેરવેલા ગહન વિષયપર તે દેશની ભાષામાં નિબંધ લખી ત્યાંના વિદ્વાનોને હઠાવીને અહીં કોઇ વિદ્વાને ઇનામ મેળવ્યું હોય એવી વાત બનીજ ન હતી. એમનો ઉદ્યોગ નિરંતર જારી રહેલોજ છે. વિદ્યાવ્યસનનું એમનું ઉદાહરણ વર્ણનીય છે.

ગ્રીસદેશમાંના પ્રાચીનકાળના હોમર કવિના કાવ્યઉપરથી રામાયણ લખેલું છે, ભગવદ્‌ગીતા જુનાકરાર (બાઈબલ) પરથી લખેલી છે, વગેરે દુરભિમાની યુરોપીઅન વિદ્વાનોએ કાઢેલા કુતર્ક દાબી નાંખવાને આનરએબલ તેલંગે ઘણો પ્રયત્ન કીધો. રામાયણ હોમર કાવ્યપરથી લખેલું છે શું ? એ વિષ-

યપર એમણે ઉત્તમ નિબંધ લખ્યો. તેમજ ભગવદ્દગીતાનું અંગરેજી ભાષાંતર કરી છાપેલું છે. તેમાં આપેલું ટીપ્પણ જોઈએ તો એમના ગ્રંથાવલોકનના ઉદ્યોગનું મહદાશ્ચર્ય લાગે છે. એ મોટા વિદ્વાન્ તથા ઉદ્યોગી છે તોપણ નમ્ર છે.

પુનામાનાં ગણેશવાસુદેવ જોશીએ પણ મોટા ઉદ્યોગી હતા. દેશ હિતનેમાટે મહેનત કરનાર તરીકે એમનું ઉદાહરણ ગ્રહણ કરવા યોગ્ય છે. વૃદ્ધપણે સાંપ્રતકાળની લોક સ્થિતિ ને રાજ્ય રીતિવિષે ઘણો અનુભવ મેળવીને ઘણે ઠેકાણે ઉપયુક્ત વ્યાખ્યાનો આપ્યાં. ન્યાય મેળવવામાટે સરકારી ન્યાય સભામાં જઇને સંકટમાં ન પડતાં આપણામાંના સભ્ય લોકોનું પંચ નેમીને ન્યાય આપવો, એને માટે એમણે ઘણી ખટપટ કીધી. પરંતુ અમારા લોકોની આંખો અદ્યાપિ પૂરતી રીતે ઉઘડેલી ન હોવાથી તે વ્યર્થ ગઈ તથાપિ તેમનો ઉદ્યોગ સ્તુત્ય હતો એમાં કંઇ સંશય નથી.

ગૂજરાતી વર્ગ સંબંધે આ પ્રકરણમાં મૂકવા યોગ્ય મુંબઇના પ્રસિદ્ધ પંડિત ગટ્ટૂલાલજી છે. આઠવર્ષની બાળવયમાં તો સીતળામાં તેમની બેઉ આંખો ગઈ, ત્યારપછી કેટલીક વિંટબના ભોગવ્યા છતાં સર્વ આર્યશાસ્ત્રમાં નિષ્ણાતતા મેળવી છે. તે એટલે સુધી કે હાલ તેમના જેટલું ધર્મશાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર થોડાજ વિદ્વાનો આ દેશમાંથી મળી શકશે. તેમની અવધાન તથા કાવ્ય શક્તિની કીર્તિ જગત્ પ્રસિદ્ધ થઈ છે. પ્રાચીન મહાકવિઓ જેવી ઉત્તમ સંસ્કૃત શીઘ્ર કવિતા કરવામાં તો આ પંડિત અદ્વિતીય છે.

તેમજ રાવસાહેબ મહીપતરામ રૂપરામ, દિવાન બહાદુર મણીભાઈ જશભાઇ, રા. રા. નવલરામ લક્ષ્મીરામ, ઝવેરીલાલ ઉમિયાશંકર, મનઃસુખરામ સૂર્યરામ, ભાઇશંકર નાનાભાઇ, રણછોડભાઈ ઉદયરામ, નંદશંકર તુળજારામ, કવિ દલપતરામ વગેરે ઉદ્યોગવડેજ અભ્યુદય પામેલા કેટલાક ગુર્જર નરો છે. તેઓએ કૉલેજમાં અભ્યાસ કરી ડીગરીઓ મેળવી નથી, તથાપિ ગ્રાજ્યુએટો કરતાં તેઓએ કેવળ ઉદ્યોગથીજ પોતાની ચઢતી કર્યા ઉપરાંત, દેશહિતમાં પણ સારો ભાગ લઈ કીર્તિ સંપાદન કીધી છે. ગ્રાજ્યુએટોમાં પણ પ્રોફેસર મણીલાલ નભુભાઈ, રા. રા. ગોવર્ધન માધવરામ ત્રિપાઠી, વગેરે કેટલાક વિદ્વાનોએ સારા ગ્રંથો લખી સ્વદેશ તથા સ્વભાષાની સેવા બજાવવા માંડી છે. તેમનું અનુકરણ બીજા ગ્રાજ્યુએટોએ કરવાની ઘણીજ જરૂર છે. આ ગુર્જરનરોનાં ચરિત્રો અમારી જાણમાં ન હોવાથી તે વિષે આ સ્થળે વિસ્તારથી નોંધ લેવા બન્યું નથી તેમાટે દલગીર છીએ.

છેવટે એટલુંજ કહેવાનું કે, વિદ્યા, દ્રવ્યલાભ, સ્વહિત, પરોપકાર, વગેરે કશું પણ ઉદ્યોગવિના બનતું નથી. અંગે સારી બુદ્ધિ હોય તથાપિ શીખવાનો શ્રમ કીધાવિના કંઈપણ આવડતું નથી. હિંદુસ્થાની વૃંદકવિએ કહ્યું છે કેઃ—

विद्याधन उद्यमविना कहो ज्युपावे कोन ।
विना ढुलाये नामिले ज्यु पंखाकी पोन ॥

પંખો પાસે હોય તથાપિ તે હલાવ્યાવિના પવન પણ મળતો નથી તો વિદ્યા, ધન ઉદ્યોગવિના કેમ મળી શકશે ? અર્થાત્ ઉદ્યમ વિના કંઈજ મળે તેમ નથી.

ઉદ્યોગી મનુષ્યને કંઇપણ કામ ન હોય તોપણ વખત ગુજારવાને અડચણ પડતી નથી. ઉદ્યોગી મનુષ્યને ખરાબ લત કે દુર્વ્યસન પણ લાગતું નથી. નિયમિત ઉદ્યોગ એ શરીર તથા મનની વિરૂદ્ધ નથી એટલુંજ નહિ પણ તે બન્નેના સંરક્ષણમાટે આવશ્યક છે. અતિશ્રમથી, એકસરખો ઘણા દિવસ એકજ પ્રકારનો ત્રાસદાયક શ્રમ કીધાથી, કે શ્રમ નિષ્ફળ થયાથી મનુષ્યના શરીરને તથા મનને ઇજા થાય છે એ ખરૂં, તથાપિ ઉદ્યોગ કીધાથી તેનું અહિત થતું નથી. કામકાજમાં લીધેલા લોઢા કરતાં એક બાજુએ મૂકેલુ લોઢું કટાઇ જઇને વધારે ખવાઇ જાય. અતિશ્રમ કરવો એ ઉદ્યોગીપણાને અનુકૂલ નથી. તેણે કરીને મન તથા શરીર ઝટ ક્ષીણ થઇ જઇને મનુષ્ય મરણ પામ્યાનાં ઉદાહરણો આપણા નવીન વિદ્વાનોમાં મુશ્કેલ નથી. તેઓ વિદ્યાલયમાં હોય છે તે વખતે પરીક્ષામાં ઉતરવાને અહોરાત્ર ઘણો શ્રમ કરે છે. વિદ્વત્તાની પદવી આપતી વેળાએ અધિકારીઓ તેમને કહે છે કે તમારી વિદ્યા પૂર્ણ થઇ એમ સમજતા નહિ. હવે તમે વિદ્યાને માર્ગે લાગ્યા. પરીક્ષામાં ઉતર્યા કે ચાકરીએ લાગે તો તેનો શ્રમ કરવાની મારામાર તો પછી બીજો ઉદ્યોગ ક્યાંથી થવાનો ? યુરોપખંડના વિદ્વાનોમાં અંત લગી સતત એકસરખો ઉદ્યોગ દૃષ્ટિએ પડે છે, એવો કેટલાક અપવાદભૂત ગૃહસ્થોવિના અમારી આધુનિક મંડળીમાં દેખાતો નથી. તેનું કારણ વિદ્યાલયમાંનો અતિશય શ્રમ છે. એમાટે આલસ્યને દૂર કરીને જે રીતિએ આપણું મન તથા શરીર સતત ઉદ્યોગ કરવાને સમર્થ રહે તેવો ઉદ્યોગ કરવો, તેજ હિતાવહ છે.

# ભાગ ૫.

## ધૈર્ય.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगांतरे वा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ भर्तृहरिः

શક્તિમાન પુરુષો નિંદા કરો કે સ્તુતિ કરો, લક્ષ્મી આવો કે મરજી પ્રમાણે ચાલી જાઓ. આજેજ મરણ થાઓ કે યુગ પછી થાઓ, પરંતુ ધીરજનો સન્માર્ગથી એક પગલું પણ ડગતા નથી.

જગતમાં સદ્વર્તન કાયમ રાખવાને મનુષ્યોમાં ધૈર્ય એ ગુણ અવશ્ય જોઇએ. આ ગુણને યોગેજ અનેક પુરુષો તથા સ્ત્રીઓની કીર્તિ અક્ષય્ય થઇ છે. આ ઠેકાણે ધૈર્ય એટલે અંગ બલના શૌર્યથી રણાંગણમાં શત્રુના અંગપર ધસવું ન એમ સમજવું. આવા પ્રકારનું ધૈર્ય પશુઓમાં પણ હોય છે, પરંતુ તેમને કોઈ શ્રેષ્ટ કહેતું નથી. ગમે તેવો પ્રસંગ આવે કિંબહુના પ્રાણ જવાનો પણ વખત આવે, તોપણ સન્માર્ગ ન છોડવો એજ ખરૂં ધૈર્ય છે. એને યોગે મનુષ્યોને ઈહલોક ને પરલોક બન્નેમાં સુખ પ્રાપ્ત થાય છે. એ માટેજ મનુએ કહેલું છે :—

धृतिः क्षमादमोऽस्तेयं शौचमिंद्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ १ ॥

ધૈર્ય, ક્ષમા, દમ, ચોરી ન કરવી, પવિત્રતા, ઈન્દ્રિઓને તાબામાં રાખવી, બુદ્ધિ, વિદ્યા, સત્ય, ક્રોધ ન કરવો આ દશ ધર્મનાં લક્ષણો છે.

આ ધર્મનાં લક્ષણોમાં પ્રથમતઃ ધૈર્યની ગણના કીધી છે. જગત્‌માં કીર્તિ વધો કે ન વધો, તેની તરફ લક્ષ ન આપતાં સન્માર્ગ તથા સત્ય ન છોડવામાટે દુઃખો સહન કરવાં એ ધૈર્ય શ્રેષ્ઠ છે. પ્રતિષ્ઠા તથા સંપત્તિ મેળવવામાટે હજારો વીરોનો નાશ જેને યોગે થાય છે તે ધૈર્ય કરતાં આવા ધૈર્યને યોગે મનુષ્યોનાં કાર્યોનું પરિણામ સારૂં આવે છે. ભારત ને રામાયણમાં પાંડવ તથા દ્રૌપદી, સીતા ને રામ એમનાં કષ્ટોનું આટલું બધું વર્ણન કરવામાં વ્યાસ તથા વાલ્મીકિએ લોકોત્તર પુરુષોનો ઉદ્દેશ એજ હોવો જોઇએ કે, અનેક સંકટો આવી પડ્યાં, દુષ્ટોએ છળ કીધો, તથાપિ તેઓએ સન્માર્ગ છોડ્યો નહિ; તેને લીધે તેમનું પરિણામ સારૂં થયું અને જેઓએ દુર્માર્ગમાં પ્રવેશ કરી તેમના ઉપર વિપત્તિ નાખીને તેમનો છળ કીધો તે મોટા રણશૂર હતા, તોપણ તેમનો વિધ્વંસ થયો. આ વાત લક્ષમાં રાખીને દુઃખ પ્રાપ્ત થયું હોય તથાપિ સન્માર્ગનો ત્યાગ કરવો ન જોઇએ.

વિપત્કાલે ધૈર્યથી ચાલવું એજ ખરી મોટાઇનું લક્ષણ છે. માટેજ કહેલું છે કેઃ—

विपदि धैर्यमथाभ्युदये क्षमा ।
सदसि वाक्पटुता युधि विक्रमः ॥
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ ।
प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥१॥ भर्तृहरिः

વિપત્તિમાં ધૈર્ય, અભ્યુદયમાં ક્ષમા, સભામાં વક્તૃત્વ, રણમાં પરાક્રમ, યશમાં અભિરૂચિ, વેદાભ્યાસનું વ્યસન, આ ગુણો મહાત્માઓમાં સ્વાભાવિક રીતેજ હોય છે.

ઘણાં ઘણાં પ્રાણ સંકટો આવ્યાં, તોપણ શિવાજીએ એકવાર દેશબાંધવોને યવનોના પાશમાંથી મુક્ત કરવાનો જે સંકલ્પ કીધો હતો તે છોડ્યો નહિ. તેની ઐહિક સુખ તરફજ જો દૃષ્ટિ હોત તો ઔરંગઝેબ બાદશાહનો આર્જવ કરીને તેણે પોતાને સારૂ જાગીર સંપાદન કીધી હોત. ઔરંગઝેબ પણ શિવાજી જેવા યોદ્ધાને પોતાના આશ્રયતળે રાખવામાં મોટો આનંદ માનત, પરંતુ શિવાજીની પ્રતિજ્ઞાજ એ હતી કે સ્વદેશ સેવામાં મરી જવું, પણ શત્રુને શરણે જઈ ઐશ્વર્ય માગવું નહિ. સાચું બોલવું, ન્યાયથી વર્તન કરવું, પ્રામાણિક થવું, વિષય સુખના મોહમાં ન પડવું, આપણું કર્તવ્ય કર્મ કરવું. આ વિષયોમાં જેનું ધૈર્ય છૂટતું નથી તેજ ખરો ધૈર્યવાન. જેનામાં ઉપર કહેલા ગુણો નથી, તે સન્માર્ગે વર્તીને સંસાર સાગર તરી શકશે નહિ. આજદિન પર્યન્ત જગતમાં જે જે સત્પુરુષ થયા તેઓમાં આવી જાતનું ધૈર્ય હતું, માટેજ 'દેહત્યાગ થયા પછી કીર્તિ પાછળ મૂકી જવી' એવી તેમની સ્થિતિ થઇ. તુકારામ ભક્તિ માર્ગ ગ્રહણ કરીને અભંગ ગાવા લાગ્યો, ત્યારે તેને ઘરમાંના માણસોએ ને બીજા લોકોએ પુષ્કળ ત્રાસ આપ્યો તથાપિ તેણે સન્માર્ગ છોડ્યો નહિ. એક વેળા તેનાટે તેને માર પણ પડ્યો હતો.

રામ શાસ્ત્રીબાવા, અહિલ્યાબાઇ હોળકરીણ, ઈત્યાદિ મહારાષ્ટ્ર દેશના મનુષ્ય રત્નોમાં ખરૂં ધૈર્ય પૂરતી રીતે વાસ કરતું હતું. યજમાનની શરમથી રામ શાસ્ત્રીએ પોતાના મતની વિ-

રૂઢ અભિપ્રાય કદિપણ આપ્યો નહિ. મોટા માધવરાવ પેશવા સ્નાન સંધ્યામાં વધારે વખત રોકવા લાગ્યા, ત્યારે રાજાનું મુખ્ય કર્તવ્ય જે પ્રજાપાલન તે તરફ દુર્લક્ષ થશે એવું ધારીને, રાજાની બીક ન ધરતાં રામશાસ્ત્રીએ સ્પષ્ટ કહ્યું કે હું રાજીનામું આપી કાશીવાસ કરવા જવાનો છું. આપ બ્રાહ્મણ છો ને ક્ષત્રિયનું કર્મ સ્વીકારેલું છે તો તે પ્રમાણે લોકકલ્યાણ તરફ તમારે તમારૂં આયુષ્ય ગુજારવું જોઇએ. તેમ કરવાની ઇચ્છા ન હોય તો આપ સાહેબ પણ મારી જોડે આવીને સ્નાન સંધ્યા કરવામાં કાળ ગુજારો. શાસ્ત્રીજીનું ભાષણ યોગ્ય જાણીને માધવરાવે પોતાની ભૂલ કબૂલ કીધી, અને શાસ્ત્રીબાવાની ઈચ્છાપ્રમાણે પ્રજાપાલન તરફ પૂરું લક્ષ આપવાનું કબૂલ કર્યું, ત્યારે શાસ્ત્રી-બાવા સંતુષ્ટ થયા. આવા રાજા ને આવા પ્રધાન હોય તો રાજ્ય તંત્ર યોગ્ય રીતે ચાલે એમાં શી નવાઈ? કલીની કૃત્યા આનંદી-બાઈ (રાઘોબા દાદાની સ્ત્રી) એ મારાઓ મોકલીને નારાયણરાવ પેશવાનો વધ કરાવ્યા કેડે, આ ઘોર કૃત્યમાં રાઘોબાદાદાનો હાથ હોવો જોઇએ એવો લોકોને સંશય હતો. રામશાસ્ત્રીને પૂરતો શોધ કરતાં માલમ પડયું કે રાઘોબા દાદા આ ઘોર કૃ-ત્યમાં સામેલ હતો. એટલે તરતજ વાડામાં જઈને રાઘોબા દાદાના મોંપર તેમણે કહ્યું કે તમે સુમેરશિંગને હાથે આ કામ કરાવ્યું. મેં નારાયણરાવને પકડવાનો માત્ર હુકમ આપ્યો હતો એમ રાઘોબા દાદાએ કહ્યું, ત્યારે રામશાસ્ત્રીએ મૂળનો કાગળ યુક્તિથી મંગાવ્યો ને તેમાં 'धराबा'[1] એ શબ્દને બદલે 'मारावा'[2]

---

[1] પકડવો. [2] મારવો.

એ શબ્દ કીધેલો માલમ પડ્યો. પછી રઘુનાથરાવે રામ શાસ્ત્રીને આ ઘોર કૃત્યનેમાટે પ્રાયશ્ચિત પૂછ્યું ત્યારે તેમણે સ્પષ્ટ કહ્યું કે આ ઘોર પાતકને માટે દેહાંત શિવાય બીજું પ્રાયશ્ચિત નથી. તમારૂં કલ્યાણ થશે નહિ. તમારા રાજ્યનું કલ્યાણ થશે નહિ. તમારા રાજ્યમાં હું ચાકરી કરવાનો નથી એટલુંજ નહિ, પણ ફરી પુનાનું દર્શન કરવાનો નથી. એવો રોકડો ઉત્તર આપીને તેઓ પુનામાંથી જતા રહ્યા. એટલા મોટા અધિકારપર હતા તોપણ પોતાના નામને કલંક લાગવા જેવું આચરણ તેમણે કદિપણ કીધું ન હતું.

સાધારણ ગરીબોનાં બાલકો પણ લાડકાં હોય છે. તેઓ પણ કેટલીક વેળાએ અપરાધમાટે પોતાનાં બાલકોને શિક્ષા કરતા નથી. પણ અહિલ્યાબાઇ પોતાના દીકરાનો અપરાધ અન્યાયથી પેટમાં ઘાલતી ન હતી. કોઇનો પણ અન્યાય જોય કે તેના અંગમાં લાહે લાહે થઇ રહેતી. જાતે સ્ત્રી તેમાં વળી રાજવિલાસમાં રહેલી, છતાં પણ વૈધવ્ય પ્રાપ્ત થયા કેડે ઐશ્વર્યમાં હતી તોપણ તેણે ઋષિ પત્નીની પેઠે પાતિવ્રત્ય જાળવી રાખીને સદ્વર્તનને તિલમાત્ર પણ ધક્કો પહોંચાડ્યો નહિ. ખરેખર એ માતાને ધન્ય છે!

સાંપ્રતકાળમાં ચાલતી કેળવણીથી શિક્ષિત થએલી સ્ત્રીઓમાં એવા ગુણો મળી આવશે? એનો વિચાર વાચક વર્ગે પોતેજ કરવો.

અહિલ્યાબાઇના વિલક્ષણ ધૈર્યની એક વાત ઇતિહાસમાં પ્રસિદ્ધ છે તે એવી કે—એક સમયે રઘુનાથરાવ પેશવાએ તેના મુલકોપર હુમલો કરવાનો ઇરાદો કીધો. આ વાત અહિલ્યાબ

ઈને માલમ પડતાંજ તેણે સૈન્યની તૈયારી કરીને રાઘોબાદાદાને સંદેશો મોકલાવ્યો કે તમે મારા મુલકપર સ્વારી કરવાના હો તો યુદ્ધનેમાટે અમે તૈયાર છીયે. યુદ્ધમાં એક પક્ષનો જય ને બીજા પક્ષનો પરાજય એ તો સર્વદા બનેજ છે. હોલકરની ગાદીનો કારભાર હું જાતે સ્ત્રી ચલાવું છું, એટલામાટે તમારા જેવા શૂર અમારા સૈન્યનો પરાભવ કરે તેમાં કંઈ વિશેષ આશ્ચર્ય જેવું નથી. પણ કદાચ એથી ઉલટું બને તો માત્ર તમારીજ અપકીર્તિ થશે ને આજદિનપર્યન્ત સંપાદન કીધેલી પ્રતિષ્ઠા નષ્ટ થશે, એ હું તમને આગળથી સૂચવું છું. એનો પૂરતી રીતે વિચાર કરીને જે કરવાનું હોય તે કરો. આ ધૈર્યનો તથા સત્તાનો ખુલ્લે ખુલ્લો સંદેશો સાંભળીને રાઘોબાદાદાએ સ્વારી કરવાનો ઇરાદો માંડી વાળ્યો.

ગ્રીસદેશમાં પ્રાચીનકાળે થઇ ગયેલા પ્રસિદ્ધ સત્પુરુષ સાક્રેતીસે તે વખતમાં ચાલતાં ભ્રાંતિમૂલક ધર્મ મતો ખંડન કરીને ખરાં મતો સ્થાપન કરવાની કોશેશ કીધી, ત્યારે લોકોએ તેને ઘણો ત્રાસ આપ્યો તોપણ તેણે સન્માર્ગ છોડ્યો નહિ. શેવટે સાક્રેતીસ પોતાના મતને યોગે દેશનાં બાલકોનાં મન બગાડે છે એવું ખોતાનું (આરોપ) તેનીપર મૂકીને ન્યાયાધીશે ન્યાયનો ઢોંગ કરીને તેને દેહાંત શિક્ષા કીધી. સાક્રેતીસ મરણસમયે આત્માના અમરત્વ વિષે સંભાષણ કરીને છેલ્લે ન્યાયાધીશને કહેવા લાગ્યો "હવે આપણે બન્નેનો વિયોગ થવાનો વખત આવ્યો છે. હું મરી જઈશ ને તમે જીવંત રહેશો. પરંતુ આપણ બન્નેમાં વધારે સારો કોણ એ ઈશ્વર શિવાય કોઈપણ જાણતું નથી." કેટલું વિલક્ષણ ધૈર્ય આ! તેના શત્રુ મરીને ફના થઈ ગયા, પરંતુ સા-

ક્રેતીસ આ ધૈર્યને યોગે અમર થયો છે. તે જગત્‌માંથી કદિપણ જતો રહેશે નહિ.

યુરોપખંડમાં ઘણું ધર્માંધપણું હોવાનેલીધે પ્રથમથીજ ઘણાક વિદ્વાનોને પાખંડી લોકોએ અતિશય ત્રાસ આપ્યો છે. બ્રૂનો નામનો એક વિદ્વાન્ ઈટાલી દેશમાંના રોમ શહેરમાં રહેતો હતો. તેણે તે વખતે પ્રચારમાં ચાલતાં પાખંડી મતોના દોષ બતાવવા માંડ્યા, તેમાટે 'ઇન્કિવઝીશન' નામની દુષ્ટ લોકોની ન્યાયસભાએ તેને જીવતો બાળી નાંખવાની શિક્ષા કીધી. શિવ! શિવ! કેવી આ ન્યાયની મશ્કરી! જ્યારે તે દુષ્ટ ને મૂર્ખ ન્યાયાધીશે તેને તે શિક્ષા કહી સંભળાવી ત્યારે તે અભિમાનથી બોલ્યો "મને શિક્ષા સાંભળવાથી જેટલું ભય લાગે છે તેના કરતાં તે કહી સંભળાવવામાં તમને વધારે છે." એની પછી ગ્યાલેલીઓ કરીને એક પ્રખ્યાત જ્યોતિષશાસ્ત્રવેત્તા તેજ દેશમાં થયો. તેણે પૃથ્વી ફરે છે એવું મત પ્રતિપાદન કીધું, તે બાઇબલના મતથી વિરૂદ્ધ હોવાને લીધે 'તું નાસ્તિક છે' એવું તહોમત તેનીપર મૂકીને ધર્માંધ પાદરીઓએ તેને મરણ પર્યન્ત ત્રાસ આપ્યો. તે સર્વ તેણે મોટા ધૈર્યથી સહન કીધો, પણ પોતાનું મત છોડ્યું નહિ.

રાજર બેકન કરીને એક વિદ્વાન હતો તે પદાર્થવિજ્ઞાનાશાસ્ત્રનો અભ્યાસ કરીને નવીન શોધ કરવા લાગતો, તેણે કરીને તેને ઘેલો ઠેરવીને તેના ગ્રંથો નાશ કરી તેને કારાગૃહમાં નાંખ્યો, જ્યાં તે મરી ગયો. વેસાલિઅસ નામે એક જિજ્ઞાસુ વિદ્વાન હતો; તે મનુષ્યોનાં શરીરમાંનાં હાડકાંઓની રચના જોવાને માટે પ્રેતો કાડીને જોવા લાગ્યો. તે વખતસુધી યુરોપખંડમાં પ્રેતો

ચીરવાની ચાલ ન હતી. તેણે તે શરૂ કરીને નવીન શાસ્ત્રનો પાયો નાંખ્યો; પણ તેને માટે તેને દેશત્યાગ કરવાની મોટી શિક્ષા થવાથી હાલ હવાલ થઇને તે મરણ પામ્યો.

પદાર્થવિજ્ઞાન શાસ્ત્રમાં આજપર્યન્ત યુરોપખંડના જેટલા લોકોએ પોતાની વિશાળ બુદ્ધિને યોગે મોટા મોટા શોધ કર્યા છે તેમાંના ઘણા ખરાને તે વખતના લોક મૂર્ખ માનતા હતા. ઠીકજ છે. લોકો નિરંતર અંધપરંપરાથી ચાલવાના. સત્ય સિદ્ધાંત શોધી કાઢવાની બુદ્ધિતો લાખોમાં એકજણને હોય છે, તે સમજી લેવાની યોગ્યતા પણ ઘણા થોડામાંજ હોય છે. પ્રતિષ્ઠા મેળવવાના માર્ગ બેઃ—લોકો કરતાં અધિક વિદ્યા સંપાદન કરવી, અથવા અમારા કરતાં લોકો મૂર્ખ છે એમ કહેવું. પહેલો માર્ગ બુદ્ધિ અને શ્રમ-વિના સાધી શકાતો નથી, ત્યારે મૂર્ખ લોક બીજોજ માર્ગ પકડે છે. લૉર્ડ બેકને 'નોવ્હેમ આર્ગ્યાનમ' નામનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો ત્યારે એણે કરીને ધર્મને રાજ્યના સંબંધમાં દેશમાં ભયંકર પરિણામો બનશે એવો લોકોપવાદ ચાલ્યો હતો. ન્યુટને વિશિષ્ટ ગુરૂત્વનો નિયમ (The law of Universal gravitation) શોધી કાઢ્યો ત્યારે કેટલાક લોકો તેને નાસ્તિક કહેતા. હાર્વે નામના વૈદ્યશાસ્ત્રવેત્તાએ રૂધિરાભિસરણનો નિયમ શોધી કાઢ્યો ત્યારે મૂર્ખ લોકોએ તેની અણુહદ ફજેતી ઉડાવી હતી.

આ પ્રમાણે યુરોપખંડમાં જ્યોતિષ, પદાર્થવિજ્ઞાન વગેરે શાસ્ત્રોમાં નવીન શોધ કરનારા વિદ્વાનોને તત્કાલીન મૂર્ખ લોકોએ ત્રાસ આપ્યો તોપણ સત્યનેમાટે તેઓએ પોતાનું સુખ એક બાજુપર મૂકીને સર્વ દુઃખ સહન કીધું ને તેણે કરીને જગત્‌માં જ્ઞાનનો પ્રસાર અધિક થવાથી મનુષ્યોના સુખની વૃદ્ધિ થઇ; એ માટે તેઓ આપણા હિતકર્તા હતા એમ સમજીને

લોકો તેમના નામને માન આપે છે. પ્રાચીનકાળના લોકોપકાર કર્તાઓ દુઃખ પામ્યા તે ઉપરથી વિદ્યમાન લોકોને એક વાત શીખવા જેવી છે. તે એકે જે આપણે સત્ય સમજી, શ્રમ ક-રીને, પ્રામાણિકપણાથી ઉદ્યોગ કરીએ તો લોકોના કહેવાપર લક્ષ ન આપવું. અજ્ઞાનને લીધે તેઓ આપણને દૂષણ દે તોપણ તેમના ઉપર ક્રોધાયમાન થઇને તેમને ગાળો દેવાને બદલે તેમની સાથે શાંતપણાથીજ વર્તવું જોઇએ. મૂર્ખની સાથે શાંતિથી વર્તતાં જેમ ડાહ્યા માણસનું ડહાપણ જણાઇ આવે છે, તેમ ક્રોધાયમાન થવાથી જણાઈ આવતું નથી. શાંતિ રાખી વર્ત-વાથી અજ્ઞાની લોક આપણાં મતો સાંભળી તે વિષે વિચાર કરશે. જેટલો જલદી આ રીતિએ ખરો વિજય થશે તેટલો બીજી રી-તીએ થવાનો નથી. લોકો નવીન મત ગ્રહણ કરતા નથી, એ તેમનો દોષ નથી પણ તેમનું અજ્ઞાન છે. એમાટે તેમની હઠને દોષ સમજી શિક્ષા કરવાને બદલે સમજુતીથી અજ્ઞાન કાઢી નાંખવાનો પ્રયત્ન કરવો જોઇએ. અજ્ઞાનનો પરાજય જ્ઞાનથીજ થશે, તરવારથી થવાનો નથી. આ વાત હાલના સુધારાવાળા લક્ષમાં રાખી સુધારો કરવા માંડશે તો તેમાં તેઓ સહેલથી ફતેહ મેળવશે.

અમારી સુધારેચ્છુ મંડળીઓએ પ્રારંભમાં અવિચાર ને ઉતાવળ કરી તેથી લોકોને તેઓમાં અવિશ્વાસ ઉત્પન્ન થઇને દેશને ઘણું નુકસાન થયું છે. યઃકશ્ચિત્ કારણોપરથી પરધર્મી ન્યાયાધીશોને હાથે આપણા–પછી તે ગમે તેવા હોય–ગુરુઓનો છળ કરાવવો એ ડહાપણ ભરેલું કામ છે એમ, કોણ કહેશે? યુરોપખંડના દેશોમાં રાજા તથા પ્રજાનો એકજ ધર્મ હોવાથી

ઘણું કરીને નવીન મત પ્રવર્તકોને જુના મતના લોકો તરફથી સતાવવામાં આવે છે. પણ ઉપર કહેલી વાતમાં તો ઉલટોજ પ્રકાર થયો છે.

જ્ઞાન એ સુવર્ણ જેવું છે. એ જેમ તપાવીએ તેમ અધિક પ્રકાશમાન થશે. જ્ઞાનવૃક્ષ બીજરૂપ વૃક્ષો જેવું છે. વેંગણનું ઝાડ મહિના બે મહિના મૂળીને ચાર છ મહિનામાં મરી જાય છે. નારીયલ, ફણસ, આંબા એ ઝાડોને ઘણાંક વર્ષો કેડે ફળો આવે છે, પરંતુ તેનાં ફળો બહુ રસાળ અને મધુર હોય છે ને ઘણાં વર્ષોસુધી મનુષ્યને તૃપ્ત કરે છે. ખરૂં મત જલદીથી પ્રસિદ્ધ થતું નથી, પણ એકવાર તેનો પ્રસાર થયો કે જગત્‌માંથી તેનું બીજ નાશ પામતું નથી. પ્લેટો નામનો તત્વજ્ઞાની એમ કહે છે કે "જગત્ એ ઈશ્વરે મનુષ્યોને મોકલાવેલો મંત્ર છે, તેનો ખરો અર્થ સમજાય એવી રીતે વાંચીને મનન કીધું હોય તો તેનું એકજ પરિણામ આવશે તે એ કે મનને તેની શકિત અધિક સમજાશે, તેનું જ્ઞાન ઉત્તમ રીતિએ દેખાશે, અને તે વિષે આપણે વધારે કૃતજ્ઞ થવું એ સમજાશે."

ધર્મનેમાટે દુષ્ટોનો ત્રાસ સહન કીધાનાં ઉદાહરણો સર્વ દેશમાં છે. ભરત ખંડમાં જ્યારે મુસલમાન લોકો એક હાથમાં તરવારને બીજા હાથમાં કુરાન લઇને આવ્યા, ત્યારે લોકોમાં સ્વધર્માભિમાન હતું માટેજ આજ આર્યધર્મનું નામ રહેલું છે, નહિ તો આજ ઈરાનના જેવી ભરતખંડની અવસ્થા થઇ હોત. ઈરાનના લોકો પ્રાચીનકાળે ઘણા સુધરેલા હતા તોપણ તે દેશમાં તેમનું નામ પણ રહ્યું નથી. ભરતખંડના રાજાઓએ કૃપા કરીને આશ્રય આપ્યો માટેજ પારસી લોકોનું બીજ

રહેલું છે. તેમના જેવું આપણા પૂર્વજોનું આચરણ હોત તો આજે વેદ, ઝેન્દ અવસ્તાની પંક્તિએ બેઠો હોત. મુસલમાનોએ ઘોર અનર્થ કીધા તોપણ આર્યો સદ્વિચાર છોડીને વર્ત્યા નથી. રજપૂત લોકોની સાથે મુસલમાનોની લઢાઇઓ શરૂ થઇ તે વખતે સ્વધર્મ તથા સ્વતંત્રતામાટે રજપૂતોએ મોટાં મોટાં પરાક્રમ કીધાં છે. શત્રુને તાબે થવાનો પ્રસંગ ટાળવામાટે તેઓએ પોતાના અમૂલ્ય પ્રાણ ખોયા છે, પરંતુ અપમાન સહન કર્યું નથી.

ધર્મ ને સ્વતંત્રતામાટે દેહ ત્યાગ કીધાનાં ઉદાહરણો સુધરેલા યુરોપખંડમાં પુષ્કળ મળી આવશે. ઈંગ્લંદ દેશના આઠમા હેન્રીના વખતમાં ટૉમસ્ મોર નામનો એક ગૃહસ્થ રહેતો હતો. કોઈએક પ્રસંગે કોઈ બાબતમાં તેનું મત રાજાના મતથી વિરૂદ્ધ પડ્યું; તેમાટે રાજા તેની તરફ દ્વેષભાવથી જોવા લાગ્યો. એણે પોતાનું મત છોડ્યું નહિ, ત્યારે રાજાએ અંતે તેના ઉપર દોષારોપ કરીને તેને દેહાંત શાસન કીધું. વધ સ્થાને જતી વેળાએ તણે પોતાના એક મિત્રને હાક મારીને બોલાવ્યો ને કહ્યું કે "મેં જય મેળવ્યો, એમાટે હું ઈશ્વરનો આભાર માનું છું" દેહાંત શાસન થયું તોપણ સ્વમત ન છોડવાનું પોતાને ધૈર્ય આપવામાટે તેણે ઈશ્વરનો ઉપકાર માન્યો. તેના એક શ્રીમાન્ મિત્ર તેને કહેવા લાગ્યો "મોર સાહેબ, હું સોગન ખાઈને કહું છું કે રાજાની સાથે વઢવું એ ઘણું ભયંકર છે. રાજાના ક્રોધથી મૃત્યુ આવે છે." એ સાંભળી મોરસાહેબે ઉત્તર આપ્યો "મહારાજ એટલુંજ કેની! તો પછી તમારામાં ને મારામાં એટલોજ ભેદ કે હું આજે મરીશ ને તમે કાલે મરશો.' મોર સાહેબને એક અં-

ધારા કારાગૃહમાં નાંખવામાં આવ્યો હતો. મોર સાહેબની પત્ની ઘણી હોશિયાર હતી. તેને એમ લાગ્યું કે રાજા કહે છે તેની હા પાડી એટલે આ ત્રાસમાંથી છૂટીને કુટુંબમાં આવીને સુખેથી રોટલો ખવાશે એમ છતાં તે એમ કેમ કરતો નથી એ મોટું આશ્ચર્યજનક છે. એક દિવસે તેને કહેવા લાગી "આજ દિવસ પર્યંત તમે ડાહ્યા કહેવાયલા તથા પ્રશંસાને પામેલા છો છતાં બીજા ધર્માધ્યક્ષોની પેઠે પોતાનો છૂટકારો ન કરી લેતાં આ ગંધાતા બંદીખાનામાં ઊંદરોની સાથે રહેવામાં કેમ સંતોષ માનો છો ? આ તમારી ગાંડાઈનું મને ઘણું આશ્ચર્ય લાગે છે ! ઠીકજ છે. લુહારને સોનાની પારખ ક્યાંથી ? મોર સાહેબના મનની યોગ્યતા તે ભોળી અબલાને ક્યાંથી સમજાય ? તેનું આ ભાષણ સાંભળીને મોર સાહેબ બોલ્યા "મારી હવેલીથી સ્વર્ગ જેટલું નજદીક છે તેટલુંજ આ જગ્યાએથી છે."

યુરોપમાં પ્રોટેસ્ટંટ મતનો પ્રવર્તક લુથર એ પણ વિલક્ષણ ધૈર્યવાન્ હતો. તેને તો પોતની બીક મુદ્દલજ ન હતી. નાસ્તિક્યનો દોષારોપ કરીને પાદશાહે તેને વર્મ્સ શહેરમાં તેડાવ્યો ત્યારે ત્યાં ન જવામાટે લોકો તેને કહેવા લાગ્યા. તેનો તેણે ઉત્તર આપ્યો "એમ નહિ પણ આ ઘર ઉપર જેટલાં નળીયાં છે તેનાથી ત્રણગણા ભૂતો ત્યાં હશે તોપણ હું જઈશ." ડ્યુક જ્યૉર્જ નામનો એક ગૃહસ્થ તેનો શત્રુ હતો. તે ત્યાં છે એમ લોકોએ કહ્યું ત્યારે તે બોલ્યો "નવ દિવસસુધી સતત ડ્યુક જ્યૉર્જનો વરસાદ પડે, તોપણ હું ત્યાં જઈશ." છેવટે તારાં મત નહિ ફેરવીશ તો તારો શિરચ્છેદ કરીશું એવી શત્રુઓએ ધમકી આપી ત્યારે તે બોલ્યો "મારા પાંચસે માથાં હોય ને તે બધાએ

છેદાય તોપણ હું મારાં ધર્મમતો છોડીશ નહિ." શત્રુઓ થકી તેને જેમ જેમ ત્રાસ થતો તેમ તેમ તેને વધારે ધૈર્ય આવતું. શૂર પુરુષો જેટલું અપકીર્તિનેમાટે ભય રાખે છે તેટલું મોતને માટે રાખતા નથી. તે વખતનો એક ગૃહસ્થ લુથરવિષે કહે છે:—"મોતની બીક ન રાખનારા લુથર જેવા બીજા મનુષ્યો આખા જર્મન દેશમાં મળશે નહિ."

ઈંગ્લંદમાં પ્રજાસત્તાક રાજ્ય થયું ત્યારે હેન્રીવ્હેન નામનો એક ગૃહસ્થ હતો, તેને વધસ્થાને લેઈ જતી વેળાએ તે બોલ્યો કે "સદ્દસદ્વિચાર શક્તિને અયોગ્ય લાગે તેણે કરીને અંતઃકરણ અપવિત્ર કરવા કરતાં દશ હજાર મૃત્યુ વધારે સારાં. અખિલ વિશ્વ કરતાં અંતઃકરણની પવિત્રતા ને નિર્મળતાની યોગ્યતા હું વધારે માનું છું." મરતાં પહેલાં કારાગૃહમાં હતો ત્યારે તેણે એમ લખી મૂકેલું છે "જેને મોતની બીક નથી, તેને કશાની પણ બીક નથી. જેમ જીવવાનો નિયમ નથી તેમ મરણનો પણ નથી. દુર્જીવન કરતાં સુમરણ ઉત્તમ ને ગ્રાહ્ય છે મોત કરતાં જીવવું જ્યાંસુધી સારૂં હોય છે ત્યાંસુધીજ સુજ્ઞજન જીવે છે. ઘણા વર્ષ જીવવું એ સર્વદા સારૂં છે એમ નથી."

ઇંગ્લંદના પહેલા ચાર્લ્સ રાજાની વખતે જૉન હામડન્ કરીને એક ગૃહસ્થ થઇ ગયો. તે ઘણો નીતિમાન્ ને ધૈર્યવાન્ હતો. રાજાએ નિષ્કારણ પુષ્કળ લડાઈઓ કીધી તેણે કરીને ખજાનામાં પૈસાની ખોટ પડી ત્યારે તે અનેક પ્રકારના કર નાંખવા લાગ્યો. યુદ્ધ પ્રસંગે સમુદ્રપરના સૈન્યના ખર્ચમાટે કીનારાપર આવેલાં શહેરોમાં એક પ્રકારનો કર નાંખવાની તકરાર ચાલતી હતી; પણ રાજાએ જુલમથી ચારેતરફ આ કર

નાંખ્યો તેને લીધે ઘણી ચકચાર ચાલી. હામડન ઉપર થોડોજ કર નાંખવામાં આવ્યો હતો, તોપણ તેણે સ્પષ્ટ કહ્યું કે, આ કર અન્યાયથી નાંખેલો છે તેથી હું તે આપવાનો નથી. હામડને વિચાર કીધો કે મારી પાસેનો બધો પૈસો જશે તો હરકત નહિ પણ હું આ જુલમી કર આપવાનો નથી. આગળ જતાં તે બખેડો એટલે સુધી વધ્યો કે ન્યાયાધીશ આગળ તેની તપાસ ચાલી. ન્યાયાધીશે પક્ષપાતથી રાજાના પક્ષનો ઇનસાફ કર્યો, પરંતુ વાદવિવાદમાં હામડનના વેરો ન આપવાનાં કારણો સબળ છે, ને રાજાનાં આ કર બેસાડવાનાં કારણો દમ વિનાનાં છે, એમ સર્વેને દેખાઈ આવ્યું. એણે કરીને હામડનના ધૈર્યની પ્રશંસા થઇને તેનો પક્ષ સબળ થયો. એવીજ તરેહનાં અનેક કારણોથી દેશમાં બંડ થયું ને આ જુલમને માટે રાજાનો શિરચ્છેદ કરીને લોકસત્તાક રાજ્ય સ્થપાયું. કેટલાક દિવસો કેડે ફરીથી રાજસત્તાક રાજ્ય થયું છે, પણ તે વખતથી ઇંગલંદના રાજાના હાથમાંથી જુલમ ગુજારવાની સત્તા ગઈ તે ગઇ. 'રાજાએ ઈશ્વરનો પૃથ્વી પરનો ગુમાસ્તો છે,' 'તે કરે તે પ્રમાણ' તેની વિરૂદ્ધ કોઈએ જવું નહિ.' વગેરે ભ્રાંતિમૂલક જુની સમજો તે વખતથી સમૂળ નાશ પામીને રાજા એ પ્રજાએ પોતાના અધિકારમાટે નેમેલો મુનીમ છે, તે સારૂં કામ નહિ કરે તો તેને પદચ્યુત કરવાનો લોકોને પૂર્ણ અધિકાર છે, એવું મત યુરોપીયન લોકોનાં મનમાં વજ્રલેપ પ્રમાણે ઠસેલું છે, તેનો હવે સમૂળ નાશ કદિપણ થવાનો નથી.

સર્વ લોકો ફલ પ્રાપ્તિને સારૂ ઉદ્યોગ ને શ્રમ કરે છે, પરંતુ કેટલાકને ઘણા દિવસ તેનું ફળ પ્રાપ્ત થતું નથી. એમ બને છે

તોપણ તેઓ ધૈર્ય છોડતા નથી, ને તેણે કરીને અન્તે તેમની કાર્યસિદ્ધિ થાય છે. જગત્‌માં ધૈર્યવિના મોટાં મોટાં સત્કૃત્યો થનાર નથી. હજારો લોકોનો નાશ થાય છે ત્યારેજ કિલ્લો સર થાય છે. સર્વદા વિજય થવાથીજ ધૈર્ય જણાઈ આવે છે એમ કંઇ નથી. પરાજય થાય તોપણ કીધેલા પરાક્રમ ઉપરથી ધૈર્ય જણાયાવગર રહેતું નથી. રોમન લોકોએ હેનીબૉલનો પરાભવ કર્યો, તેથી હેનીબૉલની કીર્તિને કંઈ આંચ લાગી એમ સમજવું નહિ. વાટર્લુની લઢાઈમાં પરાભવ થવાથી નેપોલીયનના શૌર્યને કલંક લાગ્યું એમ ન સમજવું. પરાભવ થવાનાં અનેક કારણો હોય છે. સોનપત પાનિપતની લઢાઇમાં પરાભવ થયો તેથી મરાઠાઓમાં તે વેળાએ શૌર્ય ઓછું હતું એમ કોઈથી કહેવાશે નહિ. બાપુ ગોખેલાનો પરાભવ થયો તે માટે તેના ધૈર્ય તથા તેની રાજનિષ્ટાને આંચ લાગીશું ? તાત્યા ટોપીના શૌર્યનું તથા યુદ્ધ કૌશલ્યનું વર્ણન અંગરેજ લોકોએ પણ કીધેલું છે. સ્વદેશની સ્વતંત્રતાનેસારૂ તથા સ્વધર્મ રક્ષણમાટે જેઓ ધૈર્યથી સંકટો સહન કરીને કોઇ વેળા આત્માર્પણ કરે છે તેમની યોગ્યતા વિજયી પુરુષો કરતાં ઓછી છે એમ સમજવું નહિ. પૈસા ન મળવાથી 'જર ચાહે સો કર' એ કહેવત પ્રમાણે આર્જવી લોકો વિજયી પુરુષો પ્રમાણે તેમને સારૂ ગાયનો ન ગાય, તોપણ તેમના ધૈર્યનાં વખાણ કર્યાવિના રહેનાર નથી.

સ્વધર્મ ને સ્વદેશના રક્ષણનેસારૂ મોટા ધૈર્યની જરૂર છે એમ કંઇ નથી. સંસારમાં ડગલે ડગલે ધૈર્યની જરૂર છે. પ્રામાણિકપણાથી વર્તન કરવાને, ઇન્દ્રિયો સ્વાધીન રાખવાને, સાચું બોલવાને, લોકોથી ડરીને ખોટા ડોળ ન ઘાલવામાટે પોતાના

સામર્થ્યને યોગ્યતા પ્રમાણે વર્તવાને ધૈર્યની જરૂર છે. મનુષ્યોને અસત્ય ભાષણ કરવાને નિરંતર મોટાં પ્રાણસંકટો આવી પડે છે એમ કંઈ નથી. યત્કિંચિત્ કામોસારૂ પણ લોકો જૂઠું બોલે છે. પરસ્ત્રી ને પરધનનો અપહાર કરવો એ પાપ છે. તેણે કરીને કેવળ પરલોકની હાનિ થાય છે એટલુંજ નહિ પણ ઐહિક સુખને પણ ઘણી અડચણો નડે છે, એ બાબત કોઇ સમજતું નથી એમ કંઇ નથી. એ સમજવાને બાર વર્ષોસુધી અધ્યયનની પણ જરૂર નથી. પરંતુ મનુષ્યોમાં મનને દમન કરવાનું ધૈર્ય ન હોવાથી કેવળ અવિદ્વાનજ નહિ પણ મોટા મોટા વિદ્વાનોને હાથે પણ કેટલાંક ખરાબ કામો બને છે, ક્ષુધાથી પીડિત થયેલા વટેમાર્ગુએ બીજાના ખેતરમાં જઇને મકાઈભુટ્ટા ચોરી ખાધા તો તેને તે ચોરવામાં કંઈ કારણ છે; પરંતુ જેમને સો સો ને બસેં બસેં રૂપીઆનો પગાર છતાં, પગારનો ચતુર્થાંશ પણ ખર્ચ થતો નથી, એવા કામદારોએ અધિકારના બળે અન્યાય કરીને ગરીબ લોકો પાસેથી લાંચ ખાધાની વાતો સંભળાય છે, એ કેટલું બધું આશ્ચર્ય છે ! રૂપશીલ સંપન્ન એવી સ્વસ્ત્રીનો તિરસ્કાર કરીને ડાહ્યા કહેવાતાં પુરુષો પરસ્ત્રી તરફ દૃષ્ટિ કરનારા થોડા છે શું ? આ વાત ખરાબ છે, એમ તેઓ સમજતા નથી એવું કંઇ નથી, પરંતુ તેનાથી નિવૃત્ત થવાનો જે આવશ્યક મનો ધર્મ ( ધૈર્ય ) તે તેમનામાં નથી, એજ કારણ છે.

લોકોની અજ્ઞાનમૂલક રૂઢીઓથી ડરી જતાં પોતાના સામર્થ્ય પ્રમાણે વર્તવાનું ધૈર્ય મનુષ્યોમાં ન હોવાથી થોડી વિટંબના થાયછે શું ? સ્વરાજ્ય વખતે ભરપૂર સંપત્તિને લીધે લગ્ન કાર્યમાં અવ્યવસ્થિત ખર્ચ કરવાની અનેક રૂઢીઓ પડેલી છે,

તેમાંની કેટલીક તો એવી છે કે, ખર્ચ કરીએ તે થકી કંઈ એક લાભ ન થતાં ઉલટો ત્રાસ માત્ર થાય છે. પરંતુ તેનેમાટે લોક-લાજથી ડરીને ઘર ઘરેણાં ગીરો મૂકનારા ભોળા લોકો થોડા છે શું ? શાસ્ત્રદૃષ્ટિએ જોતાં બાલકને *જનોઈ દેવું એટલે તેને વિદ્યાભ્યાસ કરવાનો આરંભ કરાવવો. તે જનોઇનો સં-સ્કાર કરી એક અક્ષર ન ભણે તો હરકત નહિ, પરંતુ તેની ધામધૂમમાં નાયકણીનો નાચ તો થવોજ જોઇએ. આ પવિત્ર ઉપનયન સંસ્કારમાં નીચ જાતિની અપવિત્ર વેશ્યાનો નાચ કરાવવો એ આર્યોની મૂર્ખાઈની નિશાની નથી ? તેમજ બોટણુ તથા મુંડણુ વખતે પણ શાસ્ત્રોક્તવિધિ ગમે તેવી ચાલે છે પણ ન્યાતવરાના નકામા ખર્ચ કર્યાવગર ચાલે નહિ એવી સ-મજ રાખનારા શું થોડા છે ? છોકરા કે છોકરીનું લગ્ન કરવું એ સંસારમાં સાધારણ બાબત છે, પણ તે આપણા દેશમાં જેવી અઘરી થઇ પડી છે, તેવી બીજા કોઇપણ દેશમાં થઇ નહિ હશે. લગ્નમાં અનેક ત્રાસદાયક રીવાજો પડવાથી ઘેર લગ્નનો પ્રસંગ આવે કે ઘરધણીના હૃદયપર જાણે એક મોટો પહાડ આવી પડ્યો હોય તેમ તેને લાગે છે. વેહેવાઇને વેહેવાણોને માન પાન આપવામાટે લોકો ઘણો ત્રાસ પામે છે; પણ જેનું લગ્ન કર-વાનું તેમના ભવિષ્યના સુખ તરફ તો ઘણું કરીને કોઈજ જોતું હશે. અંગે સારૂં વસ્ત્ર મળતું ન હોય તો હરકત નહિ, પરંતુ

* જનોઈમાટે સંસ્કૃત શબ્દ “ ઉપનયન ” છે. એ શબ્દ ઉપ ઉપસર્ગ ને ની—નય ધાતુપરથી થયેલો છે. ઉપ એટલે પાસે ને નય એટલે લઇ જવું ”—અર્થાત્ કે બટુકને આચાર્યને ત્યાં વિદ્યાભ્યાસ કરવાસારૂ મોકલવો.

દક્ષણી લોકો છોકરીને કે વહુને પ્રથમ ઋતુઃદર્શન થાય ત્યારે ભાડાની પાલખીમાં તેને રાજપત્નીની માફક ફેરવે છે. એવી કેટલીક ખરેખર દુષ્ટ લજ્જાસ્પદ રૂઢીઓ છે. તેમનું ખરૂં સ્વરૂપ જાણનારાઓ પણ મનમાં ધૈર્ય ન હોવાથી તે દૂર કરવાને ડરે છે. લોકોની અંધપરંપરા એવી છે કે આરંભે જે વાતો સુખનેમાટે યોજેલી હોય છે. તેમનું રૂપાંતર થઇને તેજ દુઃખપ્રદ થાય છે. એનેમાટે પાઘડીનું ઉદાહરણ ઠીક છે. પાઘડી એટલે શિરસ્ત્રાણ. પરંતુ કેટલાકોએ તો તેને શિરોભારની યોગ્યતાએ પહોંચાડી છે. જગત્‌માં મનુષ્યોપર જે દુઃખો પડે છે, તેમાંનાં કેટલાકનું કારણ તેઓમાં માનસિક ધૈર્ય નથી એ છે. અમુક વાત સારી તથા કરી શકાય એવી હોય તોપણ ધૈર્ય ન હોવાથી તે તેનાથી બની શકતી નથી. ધૈર્ય ન હોય ને સંગતિએ સારી ન હોય એટલે મનુષ્યોને ખાડામાં પડવાને વિલંબ લાગતો નથી. સદ્વર્તન કાયમ રહેવું એ ધૈર્ય વગર થતું નથી, એમાં કંઇપણ સંશય નથી. રામના વિયોગ દુઃખથી પ્રાણ જાય તો પણ હરકત નહિ. પરંતુ હું સત્ય છોડીશ નહિ એવું ધૈર્ય દશરથ રાજામાં ન હોત તો પોતાની સ્ત્રીને આપેલું વચન તોડવું એ કંઇ તેને કઠિન નહિ હતું. સદ્વર્તનનેમાટે મનુષ્યના મનમાં ઈચ્છા ઉત્પન્ન થવી જોઈએ, તથાપિ તે ઉત્પન્ન થયા કેડે કાયમ રાખીને અંતસુધી ચલાવવાને ધૈર્યની જરૂર છે. જેનામાં ધૈર્યનો અભાવ હોય તેવા મનુષ્યોથી દુર્માગથી દૂર રહી શકાશે નહિ.

પ્રસંગે બીજો ઉપાય કામ લાગશે એ ધારવું વ્યર્થ છે; કેમકે 'પારકી આશ સદા નિરાશ.' વિકટ પ્રસંગે તેમાંથી પાર પડવાનું ધૈર્ય જેનું તેનામાંજ જોઇએ. બીજાની સહાયતાની જરૂર ન રા-

ખતાં પોતાનું કામ પોતેજ કરવાની ટેવ પાડવી જોઇએ. ઘણા-ઓનાં મનમાં સત્કૃત્યો કરવાની ઈચ્છા હોય છે, પણ તેઓમાં ધૈર્ય ન હોવાથી તેમના વિચાર પાર પડતા નથી. ખાલી બડબડ કરનારા પુલાગુલ્ઓ ને બડાઇખોર ઘણા હોય છે, પરંતુ વગર બોલવે કામ કરનારા થોડાજ હોય છે.

જગત્માં બધે ઠેકાણે ખરાબ મનુષ્યોનો વાસ હોય છેજ. કેવળ સારા મનુષ્યો સાથેજ સંબંધ રાખીશું એમ કહીએ તો ચાલે નહિ. તેથી કરીને તેવા મનુષ્યોથકી પોતાને ખરાબ ગુણ ન લાગવા માટે મનુષ્યોને અંગે ધૈર્યની જરૂર છે. પોતે સારા હોય છે, છતાં કપટથી ફસાવનારા લોકો ઘણું હોય છે. પુરુષો કરતાં સ્ત્રીઓને સંગતિથી બગડવાનું ભય ઘણું છે. સ્વતઃ સારા નરસાનો વિચાર કરીને વર્તનારા લોકો ઘણા થોડા હોય છે. બીજાનું જોઇને તથા સાંભળીને વર્તનારા ઘણું હોય છે. લોક રીતિ નઠારી હોય તો તે છોડીને સારી રીતે વર્તવાને ધૈર્યની જરૂર છે. આ ધૈર્ય ન હોવાથી પોતાની યોગ્યતા પ્રમાણે ન રહેતાં ખાવુંપીવું, વસ્ત્રાભૂષણ, લગ્ન કાર્ય ઇત્યાદિકોમાં ખોટી લોકરીત સંભાળવામાટે કરજ કરીને હાલહવાલ સહન કરવા પડે છે. ઘણા ડાહ્યા માણસમાં પણ આ ધૈર્ય ન હોવાથી મૂર્ખ લોકો એ દાખલ કીધેલી ચાલોને તાબે થવું પડે છે. લોકપ્રચાર એ પાણીના પ્રવાહ જેવો છે, તેમાં નિર્જીવ પદાર્થો પણ તણાઈ જાય છે. પરંતુ તેનાથી ઉલટા જવાને શરીરમાં જોરની જરૂર છે. ધૈર્ય ન હોવાથી મોટા મોટા વિદ્વાનોના બોલવામાં તથા કરવામાં ફેર પડે છે. તેઓનું મત લોક મતથી ભિન્ન હોય છે તે છતાં તેઓ લોક પ્રિયતા સંભાળવામાટે

ચાલની ખરાબ રૂઢીઓને અનુસરે છે. પોતાનું મત લોકોને ન કહેતાં તે પ્રમાણે વર્તવું એમાં કેટલાક ડહાપણ માને છે. વિદ્વાન્ ને ડાહ્યા લોક એવા બીકણપણાથી વર્તવા લાગે તો પછી સાધારણ લોકોમાં ધૈર્ય ક્યાંથી આવે? તેઓ તો મોટાઓનું જોઇને વર્તવાના. ધૈર્ય ન હોવાથી લોકપ્રચારને અનુસરનારા ઘણા હોય છે. તે કારણુસર લોકપ્રિય માણસ હંમેશા સારોજ હશે એવો કંઈ નિયમ નથી. ખરો સદાચારી હોય છે તે ખરૂં બોલવામાં લોકોની બીક રાખતો નથી. તેને માત્ર ઈશ્વરનું તથા પોતાના મનનું ભય લાગે છે. અજ્ઞાન લોકોથી ન ડરતાં પોતાનાં ખરાં તથા ઉત્તમ મતો પ્રસિદ્ધ કરે તેજ ખરો વિદ્વાન્. અંધપરંપરાથી વર્તનારને વિદ્યા હોય ને ન હોય એ બધુ સરખુંજ છે.

વિદ્યાનો ખરો ઉપયોગ પૂછો તો સત્યાસત્ય વિવેચન છે. સ્થલ, દેશ, સંગતિ ઇત્યાદિકનેયોગે મનુષ્યોમાં અનંત મતભેદ થઇને ગુણદોષોનું સાંકર્ય[1] થયું છે. તેનેલીધે સત્ય શું અને અસત્ય શું એ સમજવું સામાન્ય મનુષ્યોને બહુ મુસ્કેલ થઇ પડ્યુ છે. એ કારણનેમાટે અનેક બાબતોની તુલના કરી તારતમ્ય જોઇ સત્યાસત્ય, યોગ્યાયોગ્ય, ગ્રાહ્યાગ્રાહ્ય, ન્યાય્યાન્યાય્ય એઓનો સ્વમતિથી નિશ્ચય કરવો એ વિદ્વાનોનું કામ છે. એકની દૃષ્ટિએ ગુણ તેજ બીજાની દૃષ્ટિએ દોષ, એક દેશમાં પુણ્ય તેજ બીજા દેશમાં પાપ, એવી સ્થિતિ જગત્માં છે; એ કારણથીજ દેશકાલાનુસાર સત્ય, યોગ્ય, ગ્રાહ્ય ને ન્યાય્યમાર્ગે શરૂ રહેવામાટે દેશમાં વિદ્વાનોની આવશ્યકતા છે. એટલામાટેજ લોકો તેને માન તથા આશ્રય આપે છે; માટે અંધપરંપરા તરફ વળણુ ન

૧ મીશ્રણ.

લેતાં વિદ્વાનોએ સ્વબુદ્ધિથી સન્માર્ગ નિશ્ચિત કરીને ધૈર્યથી તેનું અવલંબન કરવું જોઇએ. તેમજ માણસ ગમે તેટલો જ્ઞાની થાય તોપણ તેનું જ્ઞાન અપૂર્ણજ છે. તેના મતને લોકો અનુસરતા નથી એટલામાટે તેને ઉદ્ધટપણાથી મૂર્ખ કહેવા એ યોગ્ય નથી. અમારા દેશમાં આજદિનપર્યન્ત ધર્મમાર્ગ ને ભક્તિ માર્ગના ઘણા ફાંટા નીકળ્યા. વર્તમાનપત્રો, સડકો, આગગાડી વગેરે સાંપ્રતકાળપ્રમાણે લોકોમાં દળણવળણની વૃદ્ધિ થવાના માર્ગ શરૂ ન હતા, તોપણ કોઇ કંઈ નવો પંથ ઉભો કરે કે હજારો લોકો તદનુયાયી થઈને થોડાં વર્ષોમાં તેનો પ્રસાર થતો. હાલના વિદ્વાન્ ને આગેવાન કહેવાતા લોકોએ ધર્મ. ભક્તિ. નીતિ, સંપત્તિ, વ્યાપાર વગેરેનો વધારો થવામાટે ઘણી સભાઓ સ્થાપન કીધી, પરંતુ એકના પણ પ્રયત્નનું કહેવા જેવું ફળ થયું નથી. આ વાતનું લોકોને તથા પ્રવર્તકોને એક સરખુંજ આશ્ચર્ય લાગે છે. લોકો સુશિક્ષિત નથી માટે અમારા યત્ન ફલિત થતા નથી એમ કહીને પ્રવર્તકો સમાધાન માની લે છે, પરંતુ એમ થવાનાં કારણો જુદાંજ છે. એક તો ઘણુંકરીને સ્વમત એવું અમારા આજકાલના વિદ્વાનોમાં કંઇજ નથી, એમ કહીએ તો પણ ચાલે. યુરોપીયનોમાં કોઇપણ હેતુથી કંઈપણ મત નીકળે તો તેનો પ્રતિધ્વનિ ચારેગમ ગર્જના કરે છે.

તુકારામ, રામદાસ, શિવાજી, કબીર, દાદુ, દયારામ સહજાનંદ વગેરેના વખતમાં લોકો સુશિક્ષિત હતા માટે તેમના પ્રયત્નો ફલીભૂત થયા એમ કંઇ નથી; તેઓ બોલતા હતા તે પ્રમાણે વર્તતા હતા એજ તેમના વિજયનું મુખ્ય કારણ છે. સાંપ્રતકાળના નૂતનમાર્ગ પ્રવર્તનેચ્છુઓમાં

એક ચમત્કારિક પ્રકાર દૃષ્ટિએ પડે છે. તેમનું સભામાં બોલવું એક, ઘરમાં વર્તવાનું બીજુંજ, યુરોપીયનોમાં બોલવાનું ત્રીજું અને પોતાના જ્ઞાતિ બંધુઓ સાથેનું વર્તન ચોથીજ જાતનું. આજે બમ્મનજીના હાટેલમાં ચુંટી કાઢેલા મિત્રોસહિત યથેચ્છ મદ્યમાંસાહાર કરીને કાલે કસબી પીતાંબર પહેરીને જૂના લોકોની પંક્તિમાં ફરવાને કે જમવાને તૈયારજ. એવા આચરણોથી લોકોના મન ઉપર ખરાબ અસર થઇ છે કે નવીન માર્ગ કહેનારા બધાએ જૂઠા છે. લોકોને એમ લાગવાથી કેટલાક અંતઃકરણથી સત્યને અનુસરનારા હોય છે તેમની પણ ઢોંગી લોકોમાં ગણના થાય છે. જેઓ પોતાને લોકો માન આપે એવી ઇચ્છા રાખતા હોય, તેમણે તેઓ વિદ્યાથી તથા આચરણથી માનને પાત્ર છે એવું દેખાડવું જોઈએ. આ તત્વ આંખો આગળ ન હોવાથી જૂના વિદ્વાનોની જેવી દશા થઇ છે તેવીજ નવીનોની પણ થવા લાગી છે; આ વાત લોકકલ્યાણના સૂત્રધારોએ ધ્યાનમાં રાખવા જોગ છે.

પ્રમાણિકપણાથી અનુકૂળ ને પ્રતિકૂળ વાતનો પૂર્ણ વિચાર કરી અમુક મત સારૂં છે એમ મનમાં નિશ્ચિત કીધા પછી તે પ્રવૃત્ત કરવું એ વિદ્વાનોનું કામ છે. લોકસ્થિતિમાં એવા ઘણાએ પ્રસંગ આવે છે કે તે વેળાએ જનસમૂહની વિરૂદ્ધ બોલવુંજ જોઇએ. તેવા યોગ્ય કાલે જે વિદ્વાન્ એમ નહિ કરશે તે દેશાભિમાની નથી એટલુંજ નહિ પણ તેને દેશશત્રુ કહીએ તોંપણ ચાલે. દેશમાં દુરાચાર, દુર્માર્ગ, ને દુષ્ટ રૂઢીઓ વગેરે દાખલ થાય છે, તે ધૈર્યવિના દૂર કરી શકાતી નથી. પ્રામાણિક માણસને લુચ્ચાઇ ગમતી નથી, સાચા માણસને અસત્યતા ગમતી નથી,

ને સદાચારી મનુષ્યને દુર્વર્તન ગમતું નથી; પણ આ દુર્ગુણોનો પરાજય કરવાને તેઓમાં ધૈર્યની જરૂર છે. પ્રામાણિક, સાચા, ન્યાયી., સદાચારી એવા પુરુષોજ દેશની મોટી શક્તિ છે. પરોપકારબુદ્ધિ તથા ધૈર્યને યોગે લોકસ્થિતિ સારી રહેવામાં તેઓ આધારભૂત છે. એવા પુરુષો જગત્‌માં ઉત્પન્ન થાય તોજ સદ્વર્તનની પ્રવૃત્તિ થાય છે. જ્યાં એવા પુરુષો નથી હોતા ત્યાં દુર્ગુણરૂપી રાજાનું રાજ્ય ચાલે છે. આજદિનપર્યંત જગત્‌માં જે મોટા હિતકર્તા થઇ ગયા, તેમનો પ્રથમ લોકોએ દ્વેષ કીધો પરંતુ હવે તેમનું નામ કાને પડતાંજ લોકો મસ્તક નમાવે છે.

મનુષ્યમાં ધૈર્યને ઉત્સાહ હોય તો તે પોતાના ડહાપણથી કેવા કેવા અદ્ભુત ચમત્કારો કરશે એનો નિયમ નથી. શિવાજી તથા પહેલા બાજીરાવ એમનીપાસે આવાં પરાક્રમ કરવાને પ્રથમ શાં સાધનો હતાં?

ધૈર્ય ન હોય તો દયાપણ કામ લાગતી હતી. બીકણ મનુષ્ય બીજાને સંકટમાંથી મુક્ત કરવાને કેમ આગળ ધસશે? જે મોટા શૂર હોય છે તેઓ દયાશીળ પણ હોય છે. ઉપર લખેલા પુરુષોએ સ્વધર્મ તથા સ્વદેશના રક્ષણને માટે શૌર્યથી મોટા પરાક્રમ કીધાં તોપણ તેમના અંતઃકરણો કેટલાં કોમળ હતાં? ખરો શૂર હોય છે તે ઘણો ઉદાર હોય છે નિજામઉલ્મુલ્ક વગેર શત્રુ સારા લાગમાં આવ્યા હતા તોપણ તેઓને તાબે કરીને બાજીરાવે છોડી દીધા. કેટલા શત્રુ રણમાં પડ્યા પછી તેમના પુત્રોને ગાદીપર બેસાડ્યા! હાલમાં એવી ચમત્કારિક રાજ્યનીતિ દેખાય છે, કે શૌર્યથીજ નહિ પણ ફીતુરની મદદથી કોઈ પણ રીતે શત્રુનો પરાજય કરવો; એટલે કેવળ આત્મરક્ષણને

માટે ઉપાય કરવા શિવાય તેનો અપરાધ ન હોય તોપણ તેને હજાર પાંચસે ગાઉ દૂર બંધીખાનામાં નાખી તેની માલમત્તા છીનવી લેવામાં આવેછે.

ધૈર્ય ન હોનાથી મનુષ્ય દુષ્ટ, જૂઠો, ક્રૂર, નિંદાખોર, નિરુદ્યોગી અને વ્યસની બને છે. ધૈર્યવગર સ્ત્રી વા પુરુષ કોઈનું પણ સદ્વર્તન ટકતું નથી. જેનામાં ધૈર્ય નથી તે મનુષ્ય મૃતપ્રાય સમજવો. સદ્વર્તન એ મનુષ્યનું જીવિત છે. તે ધૈર્યથી ઉત્પન્ન થાય છે, માટેજ કવિએ 'धैर्यं यस्य पिता' આ શ્લોકમાં ધૈર્યને બાપની ઉપમા આપી છે.

---

# ભાગ ૬.

## આત્મસંયમન.

इंद्रियाणां प्रसंगेन दोषमृच्छति मानवः

सन्नियम्य तु तान्येव सिद्धिं समधिगच्छति ॥१॥ मनुः

ઇન્દ્રિયોને સ્વાધીન થયાથી મનુષ્ય દોષાસ્પદ થાય છે, ને તેજ ઈંદ્રિયોને નિયમમાં રાખવાથી વાંછિત ફલની પ્રાપ્તિ થાય છે.

આત્મસંયમન એટલે મનોનિગ્રહ. આત્મસંયમન ધૈર્યનો અપર પર્યાય છે એમ કહેવામાં કંઇપણ હરકત નથી. આત્મસંયમન એ સદ્વર્તનનું જીવન છેઃ આત્મસંયમન થકીજ જનાવર તથા મનુષ્યોમાં ભેદ જણાય છે. જનાવરોમાં કાર્યાકાર્ય, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ને ગમ્યાગમ્યનો ભેદ નથી. મનુષ્યોએ મનોનિગ્રહને યોગે તે રાખવો જોઇએ. મનોનિગ્રહ એ સર્વ સદ્‌ગુણોનું

બીજ છે. રથના અશ્વો મજબુત તથા શીઘ્રવાહી હોય ને તેની લગામ હાથમાં પકડેલી હોય તો,રથી વિવક્ષિત સ્થળે ત્વરાથી જશે, પણ લગામ હાથમાંથી છૂટે તો પછે તે વિવક્ષિત સ્થલે ઝટ જઇ શકશે નહિ, એટલુંજ નહિ પણ ક્યારે ક્યા ખાડામાં પડીને નાશ પામશે તેનો પણ નિયમ રહેતો નથી. તેવીજ રીતે દેહરૂપી રથનું પણ સમજવું. તેના ઇંદ્રિયરૂપી અશ્વો સ્વાધીન ન હોય તો તે દુરાચારરૂપી ખાડામાં નાખીને મનુષ્યનો ક્યારે નાશ કરશે તેનો નિયમ નથી. એ કારણથીજ શ્રુતિ, સ્મૃતિ, પુરાણોમાં દરેકસ્થળે શરીરને રથની ઉપમાં આપી છે. મહાભારતમાં કહેલું છે કેઃ-

रथःशरीरं पुरुषस्यदृष्टमात्मानियंतेंद्रियाण्याहुरश्वान् ॥
तैरप्रमत्तैः कुशली सदश्वैर्दांतैः सुखं याति रथीव धीरः॥१॥

મનુષ્યનું શરીર એ રથ છે, મન એ સારથી છે, અને ઇંદ્રિયો એ ઘોડા છે. ઘોડા સ્વાધીન હોય તો કુશલ રથી જેવો સુખથી માર્ગક્રમણ કરે છે, તે પ્રમાણે ઇંદ્રિયો સ્વાધીન હોય તો મનુષ્ય સંસારમાંથી પાર પડે છે.

પશુત્વ કરતાં શ્રેષ્ટ જે મનુષ્યત્વ તે આપણામાં હોવું જોઇએ, એવી જેની ઇચ્છા હોય તેણે મનના વળણ પ્રમાણે ન વર્તતાં યોગ્યાયોગ્યનો વિચાર કરીને અયોગ્ય હોય તે તજી દેવું જોઇએ, અને યોગ્ય હોય તે તરફ મનને લઇ જવું જોઇએ. શ્રેય એટલે હિતકારક ને પ્રેય એટલે મન ગમતું. એ બન્ને પ્રત્યેક મનુષ્યની પાછળ બધે ઠેકાણે લાગેલાંજ છે. તેમાંથા જે શ્રેય સ્વીકારે છે તેનું હિત થાય છે, ને પ્રેય સ્વીકારે છે તેનો નાશ થાય છે. રણાંગણમાં બલાઢ્ય શત્રુઓનો પરાજય કરીને તેમને જેર કરનારાઓ કરતાં પોતાના મનને જીતીને સ્વાધીન રાખનારાઓની યો-

ગ્યતા વધારે માનેલી છે. મનોનિગ્રહ કરીને લોકો સદાચરણથી વર્તે તો મનુષ્યને લજાવનાર વ્યભિચારાદિ દોષ જગત્માંથી ઘણું કરીને નાશ પામે. આત્મસંયમનનો અભાવ એજ ઘણા ખરાં પાતકોનું કારણ છે.

'અન્ન મારે ને અન્ન જીવાડે' એવી આપણામાં કહેવત છે, કારણ અન્ન ખાધાશિવાય મનુષ્યથી ઘણાદિવસ જીવી શકાતું નથી પણ તેજહદઉપરાંત આહાર ખાવામાં આવે તો અજીર્ણ થઇ રોગ ઉત્પન્નકરી મૃત્યુ પણ આણે છે. તેજપ્રમાણે મનનું પણ સમજવું. મનને સ્વાધીન રાખી સારે માર્ગે લગાડ્યું હોય તો મિત્રની માફક આપણું હિત કરે છે, પણ સ્વાધીન ન રાખતાં દુર્માર્ગતરફ જવા દઇએ તો શત્રુની પેઠે વિનાશ કરે છે. આત્મસંયમનની ટેવ પડવાને માટે આરંભથીજ સારા શિક્ષણની જરૂર છે. શિક્ષણને યોગે સાધારણ મનુષ્ય મોટી યોગ્યતાને પામ્યાનાં ઉદાહરણો ઘણાં છે. સુશિક્ષણ ને મનોનિગ્રહની ટેવ ન હોય તો માણસને સંસારમાં સુખ થતું નથી. યોગ્ય અભિમાન, નમ્રતા ને સ્વધર્માચરણ, મન સ્વાધીન રાખ્યાવિના થતાં નથી. આજદિનપર્યન્ત જગત્માં જે મોટા પરાક્રમી પુરુષો થઈ ગયા છે તેઓ સર્વ નિગ્રહી હતા. જે પોતાના મનને તાબામાં રાખી શકતો નથી, તે લોકોઉપર કેવી રીતે અમલ ચલાવી શકશે ! મનને સ્વાધીન ન રાખનાર માણસ દુરાચરણી નીવડવાનો સંભવ છે.

સદ્વર્તન શીખવાની પ્રથમ શાળા ઘર છે, એ પાછળ કહેલુંજ છે. ગૃહશિક્ષા સારી ન હોવાને લીધે કેટલાક બુદ્ધિમાન્ બાલકો ખરાબ થઇ ગયાં છે. બાળપણથીજ માબાપોએ પોતાના બાલકોને મનોનિગ્રહની ટેવ પાડવી જોઈએ. બાલ-

કોના કલ્યાણનો ઉદ્દેશ મનમાં રાખી તેઓને સારૂં સારૂં ખાવાને આપવું, સુંદર પોશાક પહેરાવવા. પણ અયોગ્ય લાડ લડાવીને તેમને તેઓની મરજીપ્રમાણે ચાલવા દેવામાં આવે, તેથી તો તેમનું મન નિરંકુશ થઇ જાય છે. બાળપણમાં મનને સ્વચ્છંદે વર્તવા દીધું હોય તો મોટી ઉમરે તેનું સંયમન કરવું કઠિન થઇ પડે છે. જેને એકનું એક છોકરૂં હોય છે તે ઘણુંકરીને ખરાબ નીવડે છે; તેનું કારણ એજ કે–બાળપણમાં માબાપે તેને ગમે તેમ લાડ કરવા દીધાં હોય છે. શાળામાં ગયા પછી ગુરુએ પણ બાલકોનાં મનને સદાચરણ તરફ વાળવાની જરૂર છે. યથેચ્છ વર્તવાની એકવેળા ટેવ પડી કે તેવડે માણસ પોતાનો નાશ કરેછે, એટલુંજ નહિ પણ પોતાના ઇષ્ટમિત્રોને પણ દુઃખી કરે છે. મારમાર્યાથીજ બાલકોને શિક્ષા મળે છે એવો કંઈ નિયમ નથી. તેમની અપરોક્ષ (સસક્ષ) પોતે સદાચરણથી વર્તી તેઓની સદાચરણ ઉપર સ્વાભાવિક પ્રીતિ ઉત્પન્ન કરવી જોઇએ. મન સ્વાધીન રાખવું કે ન રાખવું એ કેટલેક અંશે શરીરના સ્વસ્થપણા ઉપર આધાર રાખે છે એ ખરૂં, તથાપિ મન સ્વાધીન ન હોવાથીજ શરીરનું સ્વસ્થપણું બગડે છે. મનને જેવું વળણ આપીએ તેવું તે લે છે. બન્ને મનુષ્યોની સ્થિતિ સારી હોવા છતાં એક ઉલ્હાસ વૃત્તિથી રહે છે, ને બીજો નિરંતર ઉદાસ વૃતિથી રહે છે, એવાં ઉદાહરણો પુષ્કળ મળી આવે છે. સંસાર સાગરમાં ભરતીને ઓટ છેજ. તેમાંની બધા મોજા આપણને અનકૂળ આવશે એવો કંઇ નિયમ નથી. તેમાંનો કેટલાક પ્રતિકૂળ પણ આવે છે. એટલામાટે સર્વ પ્રસંગે સંતુષ્ટ રહી ઉદ્યોગ કરવાની ટેવ હોય ત્યારેજ તેમાંથી મનુષ્ય પાર

પડે છે. કેટલાંક માણુસો એવાં હોય છે કે તેમનાપર જરા સરખું દુઃખ પડે તો તેની તજો દબાઈ જાય છે. એમ ન કરતાં દુઃખતરફ દુર્લક્ષ આપી પ્રાપ્ત થયેલી સ્થિતિમાં સંતોષ માનીને જે રહે છે તેજ પુરુષને ધન્ય છે. જગત્માં આજદિનસુધી જે જે પ્રખ્યાત સાધુઓ થઈ ગયા તે સર્વે જીતેંદ્રિય હતા, એમાં કંઈ-પણ શક નથી. જીતેંદ્રિયવિના સાધુત્વ પ્રાપ્ત થતું નથી. સાધુ ઉ-દ્યોગી ને શાંત રહી પરોપકાર કરે છે. દુઃખથી તેનું અંતઃકરણ વિવ્હળ થતું નથી. તેને મોતની બીક હોતી નથી. તે દુર્ગુણને પોતાનો સ્પર્શ થવા દેતો નથી. તે ઈશ્વરતરફ લક્ષ લગાડી સર્વકાળ વર્તન કરે છે. મનુષ્ય ગમે તેવો બુદ્ધિમાન ને વિદ્વાન્ હોય તોપણ શાંતિ રાખ્યાવગર તેને તત્વજ્ઞાન થતું નથી. એ-ટલામાટે ઉપનિષદાદિ ગ્રંથો પઠન કરવા પહેલાં 'શાંતિઃ શાંતિઃ શાંતિઃ' એમ ત્રણવખત શાંતિનું સ્મરણ કરવાનો પરિપાઠ પડયો હશે. આત્મસંયમન પરલોક સાધનનેમાટે આવશ્યક છે. એટ-લુંજ નહિ પણ ઐહિક સુખને પણ તે આવશ્યક છે. સુશીલતા, વ્યવસ્થિતપણું, ક્ષમા ને શાંતિ એ ગુણો મનોનિગ્રહવિના પ્રાપ્ત થ-તા નથી; ને તે વગર સંસારમાં સારી રીતે વર્તી શકાતું નથી. જેના હાથમાં રાજ્યનાં મોટાં મોટાં કામો છે, તેનામાં મનોનિગ્રહ હોવો જોઈએ. બુદ્ધિ હોય પણ મન સ્વાધીન ન હોય તો રાજ્ય કારભારમાં વિશેષ યશ મળતો નથી. જેનું મન સ્વાધીન નથી તે બીજા ઉપર કદીપણ અમલ બેસાડી શકતો નથી. બાજીરાવ પે-શવા ઘણો નિગ્રહી હતો, માટેજ શાહુરાજાની આગળ તેનું ઘણું વજન હતું. પોતાના કામની ખાતર ગમે તેવાં દુઃખો ખમવાં પ-ડશે તોપણ તે પાછો હઠવાનો નથી એવી રાજાની ખાત્રી હતી

માટેજ તે તેનો પ્રિય થઇ પડ્યો હતો. દેશહિતને કાજે બાજીરાવે સંસારસુખ બાજુએ મૂક્યું હતું, એમ કહેવામાં કંઈપણ હરકત નથી. બાજીરાવનું વર્ચસ્વ સહન ન થતુ તેથી પ્રતિનિધિ વગેરે સરદારો તેનો દ્વેષ કરતા, પણ બાજીરાવ તે તરફ વિશેષ લક્ષ આપતો નહિ હતો. તેમની સાથે વૈરભાવથી રહ્યો હોત તો તેનાથી આટલાં આટલાં જાહેર કામો થયાં ન હોત.

જ્ઞાન ને અનુભવ એ બે શાંતિનાં સાધનો છે. સુશિક્ષિત મનુષ્ય બોલવા ચાલવામાં ઉતાવળો થતો નથી. સુશિક્ષિત મનુષ્ય જેમ બીજાના અપરાધની ક્ષમા કરેછે, તેમ અશિક્ષિત કરતો નથી. મનુષ્યને હાથે અપરાધ થવાનાં અનેક કારણો હોય છે, એમ સમજી ડાહ્યો માણુસ વગર વિચારે એકદમ તેને દોષી ઠરાવતો નથી. એક વિદ્વાન લખે છે " એવો કોઇ પણ અપરાધ નથી કે જે કદાચિત્ મારે હાથે ન થયો હોય."

આત્મસંયમન ન હોય તો પૂરતું શૌર્ય કદીપણ આવતું નથી. આ ગુણ શિવાજીમાં પૂરતી રીતે વાસ કરતો હતો, તેથીજ તેણે અનેક વિકટ પ્રસંગે ચાતુર્યથી વર્તીને દુષ્ટ લોકોનો પરાભવ કીધો. તેજ ગુણ તેના પુત્ર સંભાજીમાં ન હોવાથી તેનો નાશ થયો. ક્રોધી પણાની જરૂર નથી એમ ન સમજવું પણ તે જેટલું વધારે હોય તેટલું મનનું આવરણ કરવાને અધિક સામર્થ્ય જોઈએ. પોતાને હાથે કોઇ ખરાબ વાત બને તો તે કબૂલ કરી ફરીથી તેમ ન કરવાનો યત્ન કરે તેજ મનુષ્ય દિવસે દિવસે અધિક સુધરતો જાય છે. ક્રોધી ને કોઈ તેનો અપરાધ દેખાડે તો તે અધિક સંતાપ પામે છે ને વધારે ખરાબ થાય છે, પરંતુ ડાહ્યો માણુસ પોતાનો અપરાધ કબૂલ કરી ફરીથી તેમ ન કરવાનો

યત્ન કરે છે. જેઓમાં ક્રોધ સારે માર્ગે વાપરવાનો નિગ્રહ હોય છે તેઓજ પરાક્રમી થાય છે. જેને સંસારસાગરમાંથી પાર પડવું હોય તેણે અલ્પસ્વલ્પ બાબતોમાં પણ મન સ્વાધીન રાખવું જોઇએ. બીજાએ કીધેલા અપરાધ સહન કરી લેવાના ને બીજાએ કરેલા અપરાધ ક્ષમા કરવાના પ્રસંગ સંસારમાં વારંવાર આવે છે. એવી વેળાએ મનની વૃતિ એક બાજુ મૂકીને યોગ્ય હોય તેજ કરવું. મનુષ્યમાં દુષ્કર્મ ન કરવાવિષે મનોનિગ્રહની જરૂર છે. તેમજ દુર્ભાષણ વિષે પણ સમજવું; કેમકે વાગ્બાણ લોહબાણ કરતાં વધારે કઠિન છે.

લાભ, હાનિ ન છતાં કેવળ ભાષણ થકીજ કેટલાકનો નાશ થયો છે !

શસ્ત્રનો ઘા મટી જાય છે, પરંતુ મર્મભેદક વેણ મરણ પર્યન્ત મનમાંથી ખસતું નથી. જીભ સ્વાધીન રહે તો જગત્‌માં કજીયા ટંટાને દ્વેષ ઓછા થાય. મધુરવાણી એ લોકપ્રિય થવાનું મોટું સાધન છે. મધુર ભાષણ સર્વને સાધ્ય થવા જેવું નથી, તથાપિ મિત ભાષણ કરવું એ સર્વેથી બની શકે તેમ છે. ભાષણ ઉપરથીજ માણસનું આચરણ તથા ડહાપણ જણાઇ આવે છે. ડાહ્યો માણસ કઠોર કે મર્મભેદક ભાષણ કદીપણ કરતો નથી, પરંતુ મૂર્ખ તો નકામીજ લોકોની મજાક કરી દ્વેષ ઉત્પન્ન કરે છે. જીભ સ્વાધીન ન હોવાથી કેટલાક અવિચારી રાજકીય પુરુષોએ બે રાજાઓ વચ્ચે વૈમનસ્વ ઉત્પન્ન કરી યુદ્ધનો પણ પ્રસંગ આણ્યો છે. મંડળીમાં કોઈ એવા પણ હોય છે કે તેને કોઈની મશ્કરી કરી પોતાની પાસે બેઠેલાઓને હસાવ્યાવગર ચાલતું નથી. જરાવાર ગમત મળવાથી લોકો તેને ગમતી કહે

છે; તેથી તે મનમાં ફૂલે છે. એમ થતાં થતાં તેને લોકોની મશ્કરી કરવાની ટેવ પડે છે ને કોઇ વેળાએ કાંઈ અપ્રાસંગિક બોલીને પોતાનો બગાડ કરી લે છે. બોલનારની જીભ પ્રમાણે લખનારે પોતાની કલમ સ્વાધીન રાખવી જોઇએ. કેટલાકોના લેખકો લોકોના મન દુખાવનારા હોય છે. ઈંગ્લંદ દેશમાં "એડીસન ને સ્વીફ્ટ કરીને બે સમકાલીન નામાંકિત ગ્રંથકાર થઇ ગયા. પણ બેઉમાં બે વિલક્ષણ ગુણ હતા. એડીસન જેવો બીજો કોઈ મધુર લેખ લખનાર મળવો મુશ્કેલ. તેનાં લખાણથી કોઈનું પણ દિલ દુખાતું નથી. તેણે ઇંગ્લંદની કેટલીક રીત ભાતોની વિરૂદ્ધ નિબંધ લખ્યા છે, તેમાંનો ઉપદેશ ગુરુની આજ્ઞાપ્રમાણે કઠોર ન લાગતાં માતાએ કહેલી શીખામણની વાત જેવો મધુર લાગે છે. સ્વીફ્ટ પોતાની કલમના સામર્થ્યથી કોઈને પણ મૂકી દેતો ન હતો. લેખોને યોગે કોઈપણ વિષયોના દોષ વ્યક્ત કરનારો સ્વીફ્ટ જેવો બીજો ગ્રંથકાર થવો મુશ્કેલ. જેનામાં બોલવાનું તારતમ્ય નથી તેનાથી કદીપણ મોટા અધિકારનું કામ સારી રીતે થતું નથી.

સખારામ બાપુ, હરિપંત તાત્યા ને ફડનવીસ એ ત્રણ પુરુષો પેશવાઇમાં સર્વેથી ડાહ્યા હતા. તેમના મુખમાંથી અપ્રાસંગિક વચનો કદી પણ નીકળતાં ન હતાં, એટલાંમાટેજ રાજ્યમાં યજમાનો કરતાં તેઓનું વજન અધિક પડતું.

અમુક વેળાએ અમુક બોલ્યો ન હોત તો ઠીક હતું એમ બોલ્યા પછી પસ્તાવાનો ઘણાઓને અનુભવ છે. પરંતુ ક્રોધના આવેશને દબાવી કંઈપણ ન બોલવાથી કાંઇ નુકસાન થતું નથી. પ્રાચીનકાળે ગ્રીસ દેશમાં પિથાગોરસ કરીને એક મોટો તત્વ-

જ્ઞાની થઈ ગયો તે કહે છે કે "ચુપચુપ બેસવા કરતાં ભાષણથી કંઈ ઉપયોગ થાય તો બોલજે." સારૂં બોલતાં ન આવડે તો, નરસું બોલવા કરતાં ચુપચુપ બેસવું એ વધારે સારૂં છે. એમજ ભર્તૃહરિ કહે છેઃ—

स्वायत्तमेकांतगुणंविधात्रा विनिर्मितं छादनमज्ञतायाः ।
विशेषतः सर्वविदां समाजे विभूषणं मौनमपंडितानाम् ॥१॥

અજ્ઞાનતાને ઢાંકી દેવાને બ્રહ્મદેવે નિર્માણ કીધેલું મૌન આપણે સ્વાધીન છે. મુખ્યત્વે કરીને વિદ્વાનોની સભામાં મૌન એ અવિદ્વાનોનું મોટું ભૂષણ છે. મધુર વાણીથી બોલવું એ બધાને સ્વાધીન નથી, પણ ચુપચુપ બેસવું એ સર્વને સ્વાધીન છે. બીજો પીડા કરે તોપણ મર્મભેદક ભાષણ ન કરવું એમ મનુએ નિષેધ કીધો છેઃ—

नारुंतुदः स्यादार्तोऽपि न परद्रोह कर्मधीः
ययास्यो द्विजते वाचा नालोक्यां तामुदीरयेत्

આપણને પીડા થાય તોપણ મર્મભેદક ભાષણ ન કરવું ને મનમાં બીજાનો દ્વેષપણ ન કરવો. જેથી બીજાનું મન દુખાય તેવું બોલવું નહિ કેમકે એથી પરલોકસુખની હાનિ થાય છે.

ઉપર લખેલા શ્લોક ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે, કે મર્મભેદક ભાષણ ઇહલોક સુખને પ્રતિકૂળ છે એટલુંજ નહિ પણ તે પરલોકસુખસાધનને પણ પ્રતિકૂળ છે.

એવા કેટલાક પ્રસંગ આવે છે કે તે વેળાએ ક્રોધયુક્ત ભાષણ કરવુંજ જોઇએ. કોઈ લુચ્ચાઇ, કે દુરાચાર કરે તો તેનીસાથે ક્રોધયુક્ત ભાષણ કરવુંજ જોઈએ. તે વેળાએ મધુર ભાષણ કરવું નકામું છે. જે સાચો માણસ હોય છે તેને બીજાની લુચ્ચા-

ઇથી ક્રોધ ચઢ્યાવિના રહેતો નથી; તથાપિ કોઇવેળા એમ પણ બને છે કે સાચા માણસને બીજાની અસત્યતાથી ક્રોધ ચઢીને તે ક્રોધને સ્વાધીન થાય છે. એથી લોકોને તેની અસત્યતાના ખરાબપણાકરતાં તેનું ખરાબપણું અધિક દેખાઈ આવે છે. એટલામાટે પોતાનો પક્ષ ખરો હોય તોપણ માણસમાં શાંતિ ન હોવાથી તે ખરો કરી દેખાડી શકતો નથી.

સ્વભાવ શાંત થવાને મનુષ્યમાં ડહાપણ છતાં સંસારના સારા અનુભવની જરૂર છે. ઠોકરો ખાધાવિના અનુભવ મળતો નથી. મનુષ્યને જગત્‌નો અનુભવ જેમ જેમ અધિકાધિક થાય તેમ તેમ તે વધારે ડાહ્યો થઇને મનોનિગ્રહથી સદ્વર્તન તરફ વળણ લેવા યોગ્ય થાય છે. જેઓ અશિક્ષિત હોય છે તેઓમાં જરાએ ક્ષમા હોતી નથી, પરંતુ સુશિક્ષિત અનુભવી ને ક્ષમાશીળ હોય છે તેઓ બહુધા કજીઓ ટંટો કરતા નથી. ઉદાર મનના પુરુષો બીજાનું નીચપણું ખુલ્લું કરતા નથી.

પોતાનો સંસાર સારો કે નરસો થવો એ ઘણુંકરીને મનુષ્યને સ્વાધીન છે. જેનું મન ઉલ્હાસી ને શાંત છે તેના ઘરમાં નિરંતર ઉલ્હાસ તથા શાંતિ વાસ કરે છે. જેનું મન ઉદાસ હોય છે તેને પોતાની આસપાસ ઉદાસીજ જણાય છે.

ઘરધણીના સ્વભાવની છાયા ઘરના બીજા મનુષ્યોના સ્વભાવ ઉપર પડે છે. એટલામાટે જો તે પોતેજ આખો દિવસ લોકોસાથે ખરાબ રીતે વર્તે તો ઘરનાં બીજા માણસોને તેવીજ ટેવ પડે એમાં શી નવાઇ?

જગત્‌માં લોકો આપણને માન આપે, આપણી પ્રતિષ્ઠા વધે અને લોકો આપણી જોડે સૌજન્યથી વર્તે, એવું જેના મ-

નમાં હોય છે તેણે પ્રથમત લોકોને માનપાન આપીને તેમની સાથે અમૃતમય વાણીથી વર્તવું જોઇએ. જે વાત આપણને ગમે છે તેજ બીજા લોકોને નથી ગમતી એટલામાટે તેઓએ આપણને દોષ ન દેવો જોઈએ, એવું આપણને લાગે છે, તેજ પ્રમાણે તેઓની ગમતી વાતો આપણને પસંદ ન હોય તો તેનેમાટે તેમને દોષ દેવો એપણ યોગ્ય નથી.

આપણા દોષ જેવી રીતે બીજાને દેખાઇ આવે છે તેવી રીતે આપણને દેખાઇ આવતા નથી. સર્વ દોષોથી મુક્ત એવો મનુષ્ય આ પૃથ્વીતળપર મળવો મુશ્કેલ. પોતાની કોઇ ખામી કહાડે તો કેટલાકને ઘણો ક્રોધ ચઢે છે, એથી લોકોની ખામીઓ કાઢવાની તેને ટેવ પડે છે. એમ કરીને તે પોતાનેમાટે ઘણા શત્રુ ઉત્પન્ન કરે છે.

આત્મસંયમનની ટેવ વ્યક્તિના સુખનીવૃદ્ધિને કારણભૂત છે, એટલુંજ નહિ પણ દેશના સર્વ લોકોને આ ટેવ અત્યાવશ્યક છે. લોકોમાં મનોનિગ્રહ ન હોવાને લીધે દુષ્ટ વ્યસનોથી દેશના દેશ પાયમાલ થઈ ગયા છે. અફીણના વ્યસનથી ચીના લોકને ઘણું ખમવું પડયું હતું. આપણા ભરતખંડમાં અંગરેજોનું સાર્વભૌમત્વ થવાથી અનેક સુગુણો થયા; તે સુગુણોસાથે જે દુર્ગુણો આવ્યા છે તેનું કારણ તેમનો રાજ્ય મદ્યપાન પ્રચાર છે. અમારા પૂર્વજોએ મદ્યપાનને પંચ મહાપાતકમાંનું એક ગણેલું હતું, પરંતુ આજકાલ તે દોષ છે એમ કેટલાકને લાગતું નથી. એટલુંજ નહિ પણ કેટલાકને તો તે ગુણજ લાગે છે, ને મદ્યપાન કરવું એ જૂનાં મતો કાઢી નાંખવાનું એક ચિન્હ છે એમ સમજે છે. આ 'વાઈનગંગાબાઇ'અમારામાંના હજારો કહેવાતા વિદ્વાનને પોતાના

ઝપાટા બંધ લ્હેરોમાં ઘસડતીજ જાય છે! આ મદ્યપાનથી પુષ્કળ શ્રીમાન્ લોકો ગરીબાઈએ પહોંચ્યા છે. આગળ જતાં દેશને અલંકારભૂત થયા હોત એવા અનેક તરૂણ વિદ્વાનો, સુરાની લત લાગવાથી, અતિશ્રમથી સંપાદન કીધેલી વિદ્યાનું ફળ ન ભોગવતાં મૃત્યુના પંજામાં સપડાઇ માટીમાં મળી ગયા છે. ધિક્કાર છે તે મદ્યપાનને કે જેથી સંપાદન કીધેલી વિદ્યાનો પણ ખરો ઉપયોગ લેવાતો નથી!!

સરકાર કોઈ જુલમી કર નાંખે તો તુરત મોટો ઘોંગાટ થઈ રહે છે ને તેમાટે અરજીઓ ઉપર અરજીઓ જાય છે, પરંતુ આ જુલમી સુરાનો નાશ કરવાને કોઇ મહેનત લેતું નથી! આ જુલમ કોઈ મોટા સૈન્યથી કે જુલમી કાયદાઓથી પડ્યો નથી પરંતુ તેનાથી છૂટા થવાની લોકોની ઈચ્છા નથી એજ એના પ્રસારનું કારણ છે. સુરાના જુલમથી છૂટા થવાને આત્મસંયમન શિવાય બીજું કશું પણ સાધન જોઇતું નથી. સભાઓ સ્થાપન કરે, મદ્યપાન નિષેધક વચનો ટાંકીને વ્યાખ્યાનો આપે, વિદ્યાભ્યાસ કરે, તોપણ મનોનિગ્રહવિના મદ્યપ્રાશનનો પ્રચાર ઓછો થવાનો નથી. સ્વેચ્છાથીજ જે પોતાની ઇંદ્રિયોને વિષયને સ્વાધીન કરે છે, તેનાથી સદ્વર્તન કદી થવાનું નથી. વ્યક્તિ કે સમાજ એકવાર વિષયને સ્વાધીન થાય કે પછી તેની સ્વતંત્રતા, સુખ, બળ, શૌર્ય ને ધૈર્ય નષ્ટ થયાં વિના રહેતાં નથી. દુર્વ્યસનનો એકવાર પ્રસાર થયો કે પછી તે વાત લોકોના પ્રચારમાં પડીને તેની દુષ્ટતા પણ લોકોને જણાતી નથી. આજકાલ જેમ મદ્યપ્રાશન સાહજિક થઇ પડયું છે, તેમ ઈષકબાજી પણ થઇ પડી છે. એકલા શૂદ્ર સ્પર્શ થયેલા ઉદકનું પાન કર-

નારો પણ જે જ્ઞાતિમાં પંક્તિ બાહ્ય થાય છે, તેજ જ્ઞાતિમાં ઘણાં વર્ષોસુધી શૂદ્રી કિંબહુના યવની સાથે રત થનારો જ્ઞાતિ બાહ્ય થતો નથી એ મોટું આશ્ચર્ય છે !

પોતાને લાગેલું દુર્વ્યસન જો મનોનિગ્રહથી છોડ્યું હોય તો હિતકર થઇ પડે છે. કેટલાક વખતસુધી દેશમાંના લોકોએ મનોનિગ્રહ કર્યાવિના મોટાં કામો થતા નથી અઢારમી સદીમાં અમેરિકામાં અંગરેજોનું રાજ્ય હતું તે વખતે તેઓએ ત્યાં છાપ મારેલા કાગળો શરૂ કીધા. તેથકી ત્યાંના લોકોને ઘણું નુકસાન થવા લાગ્યું. ત્યાંના સર્વ લોકોએ છાપ મારેલા કાગળો મુદ્દલે નજ લેવાનો નિશ્ચય કીધો, ને તેથી તેમને ઘણો લાભ થયો.તેમજ ત્યાંના લોકોને ચીનાઇ ચાહની લત લાગી હતી, તેથી લાખો રૂપીઆની ચાહ ખપવા લાગી, ત્યારે અંગરેજોએ ચાહ ઉપર પણ મોટો કર નાખ્યો, જેથી લોકોને ઘણું ખમવું પડ્યું. પણ જ્યારે તેઓએ એકમત થઇને કેટલાક દિવસસુધી ચાહ પીવાનું બંધ કીધું; ત્યારેજ તેમનો છૂટકારો થયો. આજકાલ આપણા દેશને નુકસાન અનેક પ્રકારથી થતું આવેછે, તેમાંના કેટલાક પ્રકાર નિગ્રહથી દૂર કરી શકાય તેવા છે, પણ અમારામાં તો.તેનો ગંધ પણ જણાતો નથી.

આત્મસંયમનના પ્રસંગ પ્રત્યેકને ભિન્ન છે. પરંતુ મન સ્વાધીન રાખી, સંસારમાં પોતાની યોગ્યતા પ્રમાણે વર્તવાનો પ્રસંગ સર્વને છે. લોકો કરે તેમ આપણે કરવું એમ માનનાર પણ ઘણા છે. એટલામાટે વસ્ત્ર પાત્રાદિકનેમાટે સામર્થ્ય કરતા વધારે ખરચ કરી લોકો ઘણાં દુઃખો ભોગવે છે. કેટલાકોતો નિગ્રહ ન હોવાનેલીધે કેવળ મોટાઈ દેખાડવામાટેજ ·કરજ કરીને

વરો કરે છે ને વધારે માઠી સ્થિતિએ પહોંચે છે. કેટલાક તો એવા છે કે તેમને લગ્નકાર્યમાં ઓછો ખરચ કરવાને, હલકું ધોતિયું પહેરવાને કે ઓછી કીમતનું વસ્ત્ર વેચાતું લેવાને શરમ લાગે છે. પણ સાહુકારના પૈસા કહાડતાં શરમ લાગતી નથી. ખરા મનુષ્યને લોકો તેને વધારે પૈસાદાર માને તેવો ડોલ ગમતો નથી. તે ખોટા ડોલ દમામથી પોતાની બડાઇ દેખાડતો નથી. પોતાને લોકો ગરીબ કહે તે તેને ગમે છે, પરંતુ કરજ કરીને વરો કરવાનું તેને રૂચતું નથી. જે મનુષ્ય ખરી હકીકત એક પ્રકારની હોય ને બોલવામાં જુદાજ પ્રકારની કહી દેખાડે તે લુચ્ચો ઠરે છે. તેમજ જે ભીખારી હોય અને પૈસાદારનો ડોલ ઘાલે તે પણ દાંભિક ઠરે છે.

આ કેટલાકને અત્યુક્તિ લાગશે, પરંતુ વસ્તુતઃ અસત્ય ભાષણ કરતાં પણ આ વાત વધારે ખરાબ છે; કેમકે અસત્ય ભાષણ કરનારની અસત્યતા બોલવામાં હોય છે, પણડોળ ઘાલુ મનુષ્યની અસત્યતા તેના વર્તનમાં હોય છે. પુષ્કળ પૈસા હોવાથીજ મનુષ્ય પૈસાદાર થાય છે, એમ કંઇ નથી. જે પોતાની આવકના પ્રમાણમાં ખરચ કરે છે, તેજ ખરો પૈસાદાર કહેવાય છે. ઐશ્વર્યની ઇચ્છા હોવી એ કાંઇ ખરાબ નથી. પણ પ્રામાણિકપણે ઉદ્યોગ કરીને તે તૃપ્ત કરી લેવી. કરજ કાઢીને, લોકોને ડુબાડીને, મોટાઇ ભોગવવી એના જેવી નફ્ટાઈ બીજી કાંઇજ નથી. કેટલાક તો એવા હોય છે કે ગમે તેટલું કરજ થાય તોપણ જ્યાંસુધી લોકો ધીરધાર કરે છે, ત્યાંસુધી પોતાને પૈસાદારજ સમજે છે. ગમે તે વ્યાજનો દર લખી આપી, મારવાડી પાસેથી કહાડી લાવીને પણ ચેન કરવાની ટેવ તેઓ છોડતા નથી. કરજ એ નરકનું

સાધન છે, એવું પુરાતન કાળથીજ અમારા લોક સમજતા આવ્યા છે. કવિ કહે છે કે:—

न विषं विषमित्याहुर्ऋणं हि विषमुच्यते ॥
एकाकिनं हन्ति विषमृणं पुत्रप्रपौत्रकान् ॥१॥

વિષ એ ખરૂં જોતાં વિષ નથી; કરજ એજ ખરેખરૂં વિષ છે; કેમકે વિષ એ એકલાનોજ (જે પીએછે તેનો) નાશ કરે છે પણ કરજ તો પુત્ર પ્રપૌત્રોનો પણ નાશ કરે છે.

પૂર્વે, સાહુકારોને પાયમાલ થયાને પચાસ સો વર્ષો થયાં હોય તોપણ તેમના વંશજોનો શોધ કહાડી પ્રપૌત્રો પણ પિતામહ કે પ્રપિતામહે કરેલું દેવું પાછું વાળતા હતા. આત્મકાર્યાર્થે બીજા પાસેથી લીધેલો પૈસો પાછો ન આપનાર મનુષ્ય ક્વચિતૂજ મળતો. એ કારણથીજ લેવડ દેવડનો વ્યવહાર માત્ર વિશ્વાસ ઉપર ચાલતો. પરંતુ હાલની સ્થિતિ ઘણીજ શોચનીય થઇ પડી છે. આંગ્લલોમને યોગે મદ્યપાનાદિ જે દોષ દેશમાં દાખલ થયા, તેમાંનોજ આ એક છે. દુષ્કાળમાં પ્રાણ જવાનો વખત આવે તે વેળાએ નાણું ધીરી પ્રાણ બચાવનારા સાહુકારોને પણ ઉલટા જવાબ આપનારા નિર્લજ લોકો થયા છે. તેઓ અનેક યુક્તિયોથી વાયદા કરીને દસ્તાવેજને મુદત બહાર જવાનો યત્ન કરે છે, અને વખત વીતી ગયો કે સ્પષ્ટ ઠગાઇથી "હવે તમારાથી થાય તે કરી લો" એમ નિઃશંકપણે જવાબ આપે છે.

આ મુદતના કાયદાને લીધે ડાહ્યા કહેવાતા કેટલાક લોકોની સમજ બદલાઇ ગઇ છે. કરજ પાછું વાળવા સંબંધે સ્કાટલંદ દેશમાંના 'સરવૉલ્ટર સ્કૉટ' ની વાત આ ઠેકાણે કહેવા યોગ્ય છે.

આ વિદ્વાન તથા સદાચરણી ગ્રંથકારનું નામ આ પુસ્તકમાં ઘણી વખત આવેલુંજ છે. એક વખતે તે એક વપારીની પેઢીનો ભાગીદાર હતો. તેનું દીવાળું નીકળવાનો પ્રસંગ આવ્યો, એમાં એનો કંઇપણ દોષ હતો નહિ, તોપણ એણે પેઢીની આબરૂ જવા દીધી નહિ. એને ઘણા મિત્રો હતા, તેઓ પોતે આંકડો ભરીને વર્ગણીથી પૈસો એકઠો કરી સાહુકારની સમજુત કરવાની સૂચના કરવા લાગ્યા, ત્યારે સ્કૉટે યોગ્ય અભિમાનથી કહ્યું "એમ નહિ, આ જમણો હાથ તે સર્વ કામ કરી નાંખશે."

તેણે પોતાના મિત્રને લખ્યું 'બીજું સર્વ જાય, તોપણ હું મારા નામને કલંક લાગવા દઇશ નહિ.' એમ કહીને મરણ પર્યન્ત સતત એકસરખો ગ્રંથ લખવાને શ્રમ કરી તેણે હજારો રૂપીઆનું દેવું વાળ્યું. તેણે એકવાર એમ લખ્યું છે કે "સાવકારોએ મારો આભાર માન્યો, પ્રતિષ્ઠિત અને પ્રામાણિક ગૃહસ્થને યોગ્ય એવું આચરણ મેં કીધું. આ સુખકારક વાત મનમાં આવતાં મને હવે જેવી સ્વસ્થ નિદ્રા આવે છે, તેવી પહેલાં કોઇવાર પણ આવી નથી. મને વિકટ ને અંધકારયુક્ત માર્ગક્રમણ કરવો છે, પરંતુ તે મને નિષ્કલંક કીર્તિએ પહોંચાડશે. કદાચિત્ એમ કરતાં હું મરણ પણ પામીશ; તેમ બને તોપણ સારૂં નામ મેળવીને મરીશ. જો મારૂં કામ સિદ્ધ થાય તો મારા સંબંધીઓ મારો આભાર માનશે ને તેથી મારૂં સમાધાન થશે." સતત ગ્રંથ લખવાના શ્રમથી સ્કૉટની પ્રકૃતિ બગડતી ગઇ તેથી વૈદ્યે તેને વિશ્રાંતિ લેવાને કહ્યું. તે ઉપરથી સ્કૉટે કહ્યું "જો હું આળસુ થઈશ તો ઘેલો બની જઈશ." મરણની અગાઉ થોડા દિવસપર

સ્કૉટે એક મિત્રને કહ્યું કે મારા વખતના ગ્રંથકારોકરતાં મેં પુષ્કળ લખ્યું છે, પરંતુ મેં કોઇનું પણ મન દુખાવ્યું નથી કે કોઈને પણ કુમાર્ગે દેખાડયો નથી; તેથી મને અતિશય સંતોષ ઉપજે છે. મારા લખાણમાંથી અમુક વિષય કાઢી નાંખવો એવું મરણસમયે લાગવા જેવું મેં કાંઇપણ લખ્યું નથી. મરતા પહેલાં તેણે પોતાના જમાઇને કહ્યું કે "લૉકહાર્ટ, તમારીસાંથે બોલવાનો મને એક ક્ષણનોજ પ્રસંગ છે, તમે સદ્ગુણી, ધાર્મિક ને સજ્જન થાઓ. એવિના બીજી કોઈપણ વસ્તુથી તમને અંતકાળે સમાધાન પ્રાપ્ત થશે નહિ." કેવો સદ્ગુણી! કેવો ધાર્મિક! કેવો સજ્જન! આવા મનુષ્યો આ પૃથ્વીતળમાં વિરલાજ. લૉકહાર્ટ પણ પોતાના સસરા જેવોજ નીતિમાન હતો. તેણે કેટલાંક વર્ષોસુધી શ્રમ કરીને સર વૉલ્ટર સ્કૉટનું સુંદર ચરિત્ર લખ્યું. તેથી તેને પુષ્કળ પૈસા પ્રાપ્ત થવાનો સંભવ હતો, પણ તે લેવાની તેણે ઇચ્છા દર્શાવી નહિ. સ્કૉટના કરજસાથે એને કોઈપણ પ્રકારનો સંબંધ ન હતો, તથાપિ સ્કૉટવિષે તેનામાં જે પૂજ્યબુદ્ધિ હતી તેને યોગે જે કાંઇ પૈસો તેને મળ્યો તે તેણે સ્કૉટના સાહુકારોને દેવાના પેટામાં આપી દીધો! એવા પુરુષો ગમે તે દેશમાં થાય તોપણ તેઓ જગત્‌ના અલંકારજ છે.

કરજ પાછું દેવાની બીક ઓછી થવાથી, કરજ કરવાની પણ બીક કોઇને રહેતી નથી. આવી સ્થિતિથી ન્યાયાધીશો આગળ હજારો રૂપીઆની ફર્યાદો નોંધાય છે. તે ઉપરાંત છાપેલ કાગળો વગેરે દુઃખદાયક બીનાઓથી દેશમાં દારિદ્રયની વૃદ્ધિ થતી આવે છે, ને દેશ દુર્દશાએ પહોંચતો જાય છે.

કરજ કર્યાથી કેટલા શ્રીમંતો ને જાગીરદારો તદ્દન ગરીબ અવસ્થાએ પહોંચ્યા છે. ટુંકમાં એટલુંજ કહેવાનું કે મન સ્વાધીન રાખી જે પોતાની યોગ્યતાના પ્રમાણમાં વર્તન રાખે છે, તેજ આ સંસાર વ્યવસ્થિતરીતે ચલાવી અંતે સુખ પામે છે.

# ભાગ ૭.

## કર્તવ્યકર્મ.

अकृत्यं नैव कर्तव्यं प्राणत्यागेऽपि संस्थिते ॥
न च कृत्यं परित्याज्यं धर्म एष सनातनः ॥मनुः॥

પ્રાપ્ત થએલી સ્થિતિમાં પ્રાણનો અંત આવે તોપણ જે કરવા યોગ્ય ન હોય તે કદીપણ કરવું નહિ, અને જે કરવા યોગ્ય છે તેનો ત્યાગપણ કરવો નહિ, એજ સનાતન ધર્મ છે. (મનુ)

જગત્‌માંના પ્રત્યેક મનુષ્યની પૂંઠે કર્તવ્યકર્મ લાગેલુંજ છે. ઉંચ કે નીચ પછી ગમે તેવી સ્થિતિમાં હોય તોપણ તેણે તે અવશ્ય કરવું જોઈએ, એવું કંઇપણ કૃત્ય હોવાનુંજ. તે તેને કરવુંજ જોઇએ. તે તેનાથી ન બને તો તેનામાં સદ્વર્તન ટકી શકતું નથી. ઉદ્યોગ, પ્રયત્ન, ને દૃઢનિશ્ચય એવિના કર્તવ્યકર્મ કરી શકાતું મુશ્કેલ છે.

આયુષ્યના અમુકજ ભાગમાં મનુષ્યને કર્તવ્યકર્મ કરવાનું હોય છે એમ કાંઇ હોતું નથી. જીંદગીસુધી તે તેની પાછળ લાગેલુંજ છે.

બાળપણમાં માતાપિતાની આજ્ઞામાં રહી વર્તન કરવા લાગે તે વખતથી કર્તવ્યકર્મનો આરંભ થાય છે. પછી, સ્ત્રીપુરૂષ, પિતાપુત્ર, ગુરુશિષ્ય, સ્વામી સેવક ઇત્યાદિસંબંધ મનુષ્યને પ્રાપ્ત થઇને તે પ્રમાણે તેને પોતાનું કર્તવ્ય કરવું પડે છે. આ બધા ગૃહસંબંધ થયા. એ ઉપરાંત પુરુષોને સ્ત્રીઓસાથે, સ્ત્રીઓને પુરુષો સાથે, આડોશી પાડોશીની સાથે, રાજાને પ્રજાસાથે, પ્રજાને રાજા સાથે, ને અધિકારીઓને હાથ નીચેનાં માણસો સાથે, વર્તવાના અનેક પ્રસંગ દુનિયામાં આવે છે. તે સર્વ પ્રસંગે યોગ્ય રીતિએ વર્તન કરાય તોજ મનુષ્યનું સદ્વર્તન કાયમ રહે છે.

પરમેશ્વરથી ડરી, સદાચરણે વર્તીને પરલોકને પ્રાપ્ત થવું એ મનુષ્યોનું સર્વથી મુખ્ય કર્તવ્ય છે. પરમેશ્વરે આપણને જન્મ આપી મનુષ્ય દેહ આપેલો છે તે કેવળ ખાવાપીવા કે મોજમજા મારવામાટેજ નથી, પરંતુ આપણને જે સાધનો પ્રાપ્ત થયાં છે, તેને યોગે આપણા જન્મનું સાર્થક કરવામાટેજ આ અમૂલ્ય દેહ આપેલો છે. તે ન કરી લેઈએ તો આપણે મોટા ગુન્હેગાર થઈએ છીએ.

કર્તવ્યકર્મ તરફ લક્ષ આપીને દૃઢનિશ્ચય રાખી તે કરવું એજ સદ્વર્તનનું ખરૂં સ્વરૂપ છે. એમ કરવું એજ મનુષ્યોમાં ઉત્તમતા છે. એમ ન બને તો મનુષ્યોની ક્યારે પડતી થશે એનો નિયમ નથી. કર્તવ્યકર્મ કરવાનો દૃઢનિશ્ચય મનમાં હોય તો ગમે તેવા સંકટો પ્રાપ્ત થાય તોપણ મનુષ્ય ડરતો નથી. કર્તવ્યકર્મ તરફ જેનું લક્ષ હોય છે, તેને હાથે કદીપણ અન્યાય થતો નથી. અન્યાય ન કરવો એજ મનુષ્યોની સર્વોત્તમતા છે.

અમુક સ્થિતિમાં કે અમુક કાર્યમાં કર્તવ્યકર્મ તરફ લક્ષ આપવું જોઇએ એમ કંઇ નથી. સર્વ સ્થિતિમાં, સર્વ કાર્યોમાં, અને સર્વકાળ તે તરફ લક્ષ હોવું જાઈએ. કર્તવ્યકર્મ તરફ લક્ષ દેઇ, સદસદ્વિચારથી વર્તન કરે તો મનુષ્યોને હાથે દુર્વર્તન કદીપણ થશે નહિ.

મનુષ્યમાં મોટી વિદ્વત્તા અને બુદ્ધિ હોય, પરંતુ કર્તવ્યકર્મ તરફ લક્ષ અને સદસદ્વિચાર ન હોય તો હિત થવાને બદલે ઉલટું અહિત થવાનો વધારે સંભવ છે. સદસદ્વિચારથી સારૂં કે નઠારૂં કામ દેખાઇ આવી, કર્તવ્ય કરવાના નિશ્ચયથી તે કરવાનું ધૈર્ય આવે છે. સદસદ્વિચાર એ મન ઉપર હકુમત ચલાવનાર છે. તેજ સત્કર્મ, સુવિચાર, સદ્ભાવ અને સદાચરણ તરફ મનુષ્યની પ્રવૃત્તિ કરે છે. તેવગર સદ્વર્તનનો માર્ગ જડતો નથી.

સદસદ્વિચારને યોગે માણસને સારૂં કે નઠારૂં સમજાય, તોપણ સત્કર્મ તરફ લક્ષ રાખવું એ મનુષ્યની ઇચ્છાને આધીન છે. સત્કર્મ કરવુંજ એવી દૃઢ ઇચ્છાવિના તે સ્વાભાવિક રીતે થતું નથી. એવી ઇચ્છા ન હોવાને લીધે વિદ્વાનોને હાથે દુષ્ટ કૃત્યો થયાં અને તે હોવાથી યઃકશ્ચિત્ નીચ કુળમાં જન્મેલા મનુષ્યોનો ઉદય થઈ તે મહત્વને પામ્યાં છે. કર્તવ્યકર્મ તરફ લક્ષ રાખી કીધેલાં કૃત્યોમાં કદાચિત્ યશ પ્રાપ્ત ન થાય તો પણ અંતઃકરણમાં સમાધાન રહે છે. આપણને સ્વાધીન હતું તેટલું આપણે કીધું, એવું મનમાં આવીને મન શાંત રહે છે.

"જે મનુષ્યોનું કર્તવ્યકર્મ તરફ લક્ષ હોય છે તેઓ ઐશ્વર્યાદિકની કિંબહુના પોતાના અમૂલ્ય જીવની પણ દરકાર રાખતા નથી. રામશાસ્ત્રીએ રઘુનાથરાવને દેહાંત પ્રાયશ્ચિત કહ્યું ત્યારે

મારો રાજાશ્રય જશે, મને દારિદ્ર પીડશે, વગેરે વાતો તેમણે મનમાં આણી નહિ. સંસાર એ એક પ્રકારનું યુદ્ધ છે. તેમાં જય પરાજય નિરંતર છેજ. પરાજયનો વખત આવે તોપણ બીક ન રાખતાં રણાંગણમાં જેઓ પડે છે તેઓ શત્રુનો પરાભવ કરી જય મેળવનારાઓ કરતાં ઓછા શૂર છે એમ નહિ સમજવું. એટલામાટે સંસારમાંના કોઇપણ કૃત્યમાં જય કે પરાજય થાય તોપણ ધૈર્યથી જે પોતાનું કર્તવ્ય કર્યો જાય છે તેજ ખરો શૂર.

ઈશ્વરે આપણને જે થોડું ઘણું અંગબળ કે બુદ્ધિબળ આપ્યું છે, તેનો સુદ્દલ ઉપયોગજ ન કરવો કે અપવ્યય કરવો, એ પાતક છે.

બુદ્ધિનો અનિશ્ચય ને મનનું ચાંચલ્ય એને યોગે મનુષ્ય મોટી વિપત્તિમાં આવી પડે છે. એક બાજુ અમુક વાત સારી છે તે કરવી, અને અમુક વાત ખરાબ છે તે ન કરવી, એવું બુદ્ધિમાં જણાય છે ખરૂં, તોપણ આલસ્ય, સ્વહિત, ઉપભોગેચ્છા, ને કામ ક્રોધાદિ ષડ્રિપુને લીધે અનેક સારાં કૃત્યો તરફ પ્રવૃત્ત ન થતાં તે મનુષ્યનું મન ત્રિશંકુ રાજાની પેઠે અધવચ લટકતું રહે છે. કેટલાક વખત પછી નિશ્ચય થાય તો ઠીક નહિ તો એકવાર આલસ્યાદિકનો પૂરો અમલ બેઠો તો પછી મનુષ્યને હાથે કહેવા જેવું કંઈજ કૃત્ય થતું નથી. એટલામાટે સદ્વર્તન કાયમ રાખવાની જેની ઇચ્છા હોય, તેણે કામક્રોધાદિ રિપુઓનો પરાજય કરી સત્કર્મવિષે ઉદ્યુક્ત રહેવાની ટેવ પાડવી જોઇએ.

સત્કર્મ કરવાની ટેવ, દુષ્કર્મનો ત્યાગ, ઈન્દ્રિયોનો નિગ્રહ, સ્વાભાવિક સ્વહિત પ્રવૃત્તિ, મનોનિગ્રહ, એ ગુણો સંપાદન કરવાને જો કે ઘણો શ્રમ કરવો પડે છે તોપણ કર્તવ્યકર્મ તરફ લક્ષ

રાખવાની ટેવ પડ્યાથી તે સહેલ થઇ પડે છે. જે મનોનિગ્રહને યોગે સદ્વર્તનની ટેવ પાડે છે તેજ ખરો પરાક્રમી. મનને નિરંકુશ છોડી જે ઇંદ્રિયોને તાબે થાય છે, તેના જેવો કંગાળ બીજો કોઈ નથી.

મનનો દૃઢનિશ્ચય કાયમ રાખવો એનો મનુષ્યની ઇચ્છા-પર આધાર રહે છે. એ નિશ્ચય બીજાની મદદથી મેળવી શકાતો નથી. સત્યનો સ્વીકાર, ને અસત્યનો તિરસ્કાર, પરોપકાર પ્રીતિ, ને પરદુઃખની અપ્રીતિ, એ ગુણો સૌએ પોતાને માટે પોતે વધારવા જોઇએ. નિષ્પાપ ને સંતુષ્ટ રહેવું, કે પાપી ને દુઃખી થવું, તે મનુષ્યોને સ્વાધીન છે. એ માટેજ ગીતામાં કહેલું છે કે "आत्मैव ह्यात्मनो बंधुरात्मैवारिपुरात्मनः" અમુક સ્થિતિમાં રહેવું, એ મનુષ્યને સ્વાધીન નથી, પરંતુ પ્રાપ્ત થએલી સ્થીતિમાં સંતુષ્ટ રહેવું એ તેને સ્વાધીન છે. તેમજ અમુક સ્થિતિમાં સુખ છે, ને અમુક સ્થિતિમાં દુઃખ છે, એમપણ કહી શકાતું નથી. ઐશ્વર્ય સૌને ગમે છે તોપણ મોટા મોટા શ્રીમંતો ને રાજાઓ ઐશ્વર્યસંપન્ન છતાં, અમે દુઃખી છીએ, તથા ગરીબ લોક અમારા કરતાં સુખી છે એવા ઉદ્ગાર તેઓના મુખથી વારંવાર સંભળાય છે. તેમજ તદન ગરીબાઇ છતાં, પ્રાપ્ત થએલી સ્થિતિમાં સંતોષથી રહી સુખમાં કાળ ગુજારનારાઓ પણ ઘણા જણાય છે.

મનુષ્ય ગમે તેટલો બલાઢ્ય હોય તોપણ કર્તવ્યકર્મ કરવા તરફ તેનું લક્ષ હોય તોજ તેને હાથે મહત્કૃત્યો થઇ શકે છે. શિવાજી ઉપર મહાસંકટો પડ્યાં, તોપણ તેને જે એક વખત લાગ્યું હતું કે યવનોનો પરાભવ કરી ગૌબ્રાહ્મણનું પ્રતિપાલન ક-

રવું એ આપણું કર્તવ્ય છે, તેથી તેણે કોઇપણ સંકટની દરકાર કીધી નહિ.

અમેરિકામાંના લોકસત્તા રાજ્યના સ્થાપકોમાંનો મુખ્ય જે વૉશિંગ્ટન, તેનું ચિત્ત નિરંતર પોતાનું કર્તવ્ય કરવા તરફ હતું. એણે કરીનેજ તેનામાં ધૈર્યને ઉત્સાહ આવી તેનું સદ્વર્તન કદીપણ છૂટયું નહિ. લોકોમાં પોતાની પ્રતિષ્ઠા વધે, ને પોતાને કીર્તિ, સંપત્તિ કે અધિકાર પ્રાપ્ત થાય એમાટે તેનો પ્રયત્ન ન હતો, પરંતુ ગમે તે સંકટ આવે, તોપણ યોગ્ય કાયું. ને તે કરવાનો માર્ગ કીયો, એ સર્વનો વિચાર કરીનેજ તે હમેશાં વર્તતો હતો. એક સમયે સૈન્યપરના મોટા અધિકારની જગા સરકારે તેને આપી. તે સ્વીકારવાની ઇચ્છા તેના મનમાં નહોતી તોપણ સર્વના આગ્રહ ઉપરથી તેને તે સ્વીકારવી પડી. દેશનું કલ્યાણ થવું કે અકલ્યાણ થવું, એનો આધાર જેવો અધિકારીના કર્તૃત્વપર છે. તેવો અધિકાર, સરકારે પોતાને આપ્યો તેમાટે લોકોનો આભાર માની તે બોલ્યો “હું વિનંતિપૂર્વક સર્વને એટલું ધ્યાનમાં રાખવા કહું છું કે, દુર્દૈવથી મારી કીર્તિને ઝાંખ લાગે એવી કોઇ વાત બને તો હું આજેજ કહિ મૂકું છું કે, જે અધિકાર તમે મને સન્માનપૂર્વક આપ્યો છે, તેને હું યોગ્ય હોઉં એવું મને ખરેખરજ લાગતું નથી.” આગળ જતાં લોકસત્તાક રાજ્યનો અધ્યક્ષ થયા કેડે પણ લોકપ્રિયતા તરફ લક્ષ ન આપતા પોતાને યોગ્ય લાગતું તેજ કરતો. રાજ્યવ્યવસ્થા સંબંધમાં, એક કામને સંબંધે તેનું વજન ઓછું થવાનો તથા તેનો અધિકારપણ જવાનો પ્રસંગ આવ્યો હતો, તોપણ ન્યાયીવાત કરવાને તે ચૂકયો નહિ. તેણે કીધેલો ઠરાવ અમલમાં ન લાવવાને કોઈએ તેને પત્ર લખ્યો

તેનો તેણે એવો ઉત્તર વાળ્યો કે, અનેક કામોમાં સ્વદેશબંધુઓએ મારૂં કૃત્ય માન્ય રાખ્યું, તેનેમાટે હું તેમનો ઉપકાર માનુંછું તથાપિ સદસદ્વિચારશક્તિને યોગ્ય લાગે તેજ કરીને મારે આ-માન્યતા સંપાદન કરવી જોઇએ."

કર્તવ્યકર્મ તરફ લક્ષ હોવું એ જેમ પ્રત્યેક મનુષ્યના હિતનું કારણ છે તેમજ દેશહિતનું પણ કારણ છે. જે દેશમાં પોતાનું કર્તવ્ય કરનારા પુરુષો ઘણા હોય છે, તેજ દેશ ઉન્નતિને પામે છે. તેનુંજ વર્ચસ્વ કાયમ રહે છે. માત્ર દેશાભિમાનપર નિ-બંધ લખી કે વ્યાખ્યાનો આપી લોકો પોતાનું કર્તવ્ય કરી ચૂક્યા સ-મજશે તો તેથી દેશને કંઇપણ ફાયદો થવાનો નથી. 'Example is better than precepts' કહેવા કરતાં કરી દેખાડવું ઉત્તમ છે, એ કહેવત નિરંતર ધ્યાનમાં રાખવા યોગ્ય છે. એ ધ્યાનમાં રાખી દેશહિતનેમાટે મહેનત કરનારા પુરુષો દેશમાં હોવાથીજ પ્રાચીનકાળે એટલા મોટા ઇરાની સૈન્યનું ગ્રીક લોકો આગળ કાંઇપણ ચાલ્યું નહિ. હેવિબાલે રોમન લોકોએ ઘણાં વર્ષોસુધી હેરાન કીધાં, પરંતુ અંતે તે દેશાભિમાની લોકોએ તેનો પરાજય કીધો. ગ્રીસદેશના ઇતિહાસમાં ફ્રોશિઅન નામનો ગૃહસ્થ પ્ર-સિદ્ધ છે. કર્તવ્યકર્મ તરફ લક્ષ આપવા વિષે તેનું ઉદાહરણ અ-નુકરણીય છે. તેના વખતમાં ગ્રીસ દેશની પડતી દશા આવીજ હતી. સિકંદર બાદશાહનું ગ્રીક લોકો સાથે યુદ્ધ ચાલતું હતું તે વખતે ફ્રોશિઅન ગ્રીક સૈન્યનો સેનાપતિ હતો. તેનું પરા-ક્રમ જોઇ સિકંદર વિસ્મય પામ્યો. ત્યારકેડે સિકંદરે તેને એવો સંદેશો મોકલાવ્યો કે 'જો તમે અમારા પક્ષમાં મળી જાઓ, તો તમને અમુક પ્રાંતનું રાજ્ય આપી દઇએ. એટલી મોટી લા-

લચ દૃષ્ટિ સન્મુખ છતાં તેણે પોતાનું કર્તવ્ય વિસારી દીધું નહિ. પણ એવો પ્રત્યુત્તર વાળ્યો કે 'જો સિકંદરની ખરેખરજ મારી ઉપર કૃપા થઈ હોય, તો તેને કહો કે તમારૂં રાજ્ય તમારી પાસે રાખો ને મારી આબરૂ મારી પાસે રહેવાદો એટલે થયું !

શાહુરાજાના વખતમાં નિઝામઉલમુલ્ક વગેરે મુસલમાનોએ કેટલાક મરાઠી સરદારોને ફોડવાનો યત્ન કીધો, તેમાંથી એક બે નિમક હરામો ફૂટયા. પણ બાજીરાવની પેઠે જેઓમાં દેશાભિમાન હતું, તેમનો નિશ્ચય એમ હતો કે આપણને મહાપદ પ્રાપ્ત થવાનું હશે તો તે આપણું કર્તવ્ય–યજમાનની એકનિષ્ઠાથી ચાકરી–કરવાથીજ મળશે. રાજ્યનાશક બાજીરાવની વખતે રાજાએ સ્વતઃ ડરીને પેશ્વારા ગણ્યા તોપણ બાપુ ગોખલે નામના સરદારે પોતાનું કર્તવ્ય વિસાર્યું નહિ. તેને એમ લાગ્યું કે આપણે બ્રાહ્મણ છતાં સીપાઈપણું સ્વીકારેલું છે, તો આપણા ધંધાને ઝાંખ લાગે એવી વાત પ્રાણ જાય તોપણ આપણે હાથે થવા દેવી નહિ, કેમકે રણાંગણમાં મરવું એજ આપણું કર્તવ્ય છે.

ઈંગ્લંડના ઇતિહાસમાંનો પ્રસિદ્ધ શૂર ડયુક ઑફ વેલિંગ્ટન એક ઠેકાણે એમ કહે છે કે સરલમાર્ગે ચાલી સઘળાઓએ પોતપોતાનું કર્તવ્યકર્મ કરવું જોઇએ. એમ ન કરે તો જીવવામાં કંઇ અર્થ નથી. વેલિંગ્ટનનું સર્વ કામોમાં પોતાના કર્તવ્યતરફ લક્ષ હતું. વાટર્લૂના સમરાંગણમાં લઢતી વેળાએ તે પોતાના સૈનિકો પ્રત્યે બોલ્યો "મિત્રો, ધૈર્યથી ઉભા રહો. ઈંગ્લંડના લોક આપણને શું કહેશે તેનો વિચાર કરો." એ ઉપરથી સૈનિકો બો-

લ્યા "મહારાજ બીક ન રાખો, અમે અમારૂં કર્તવ્ય સમજીએ છીએ."

અંગરેજ લોકોનો કંઠમણિ શૂર નેલ્સન પણ પોતાના પ્રાણ કરતાં પોતાના કર્તવ્યને વધારે ગણતો હતો. પ્રત્યેક મનુષ્યે પોતાનું કર્તવ્યકર્મ કરવું, એવી ઈંગ્લંડની ઇચ્છા છે, એ શબ્દો જે ટ્રાફાલ્ગરના રણાંગણપર યુદ્ધ સમયે પોતાના સૈનિકોને કહ્યા તે ઈંગ્લંડના આબાલવૃદ્ધની જીભને ટેરવે ચોંટી રહ્યા છે. આ યુદ્ધમાં ઈંગ્લંદનો જય થયો, પણ નેલ્સન ગોળી વાગવાથી પડયો. મરણસમયે તે બોલ્યો "મેં મારી ફરજ બજાવી, તેનેમાટે હું પરમેશ્વરની સ્તુતિ કરૂં છું."

સિંહગઢની લઢાઈમાં તાનાજીના સૈન્યે મોટું પરાક્રમ કરીને શત્રુનો પરાભવ કીધો, એ બીના શિવાજીને હિતકારક થઇ પડી; પરંતુ તાનાજી રણાંગણમાં પડ્યો એવું સાંભળતાંજ શિવાજીને મોટું દુઃખ થઇને તે બોલ્યો "ગઢ મેળવ્યો, પરંતુ સિંહ ગયો." એ પ્રમાણેજ ટ્રાફાલ્ગરના યુદ્ધમાં જય મળ્યાનો અંગરેજ લોકોને આનંદ થયો, પરંતુ નેલ્સન પડ્યાનો સર્વેને ખેદ થયો.

જે દેશમાં કર્તવ્યકર્મ તરફ લક્ષ આપનારા પુરુષો પુષ્કળ હોતા નથી,તે દેશ ધનાઢ્ય,સુપીક, વિદ્યાચારસંપન્ન, હોય તોપણ તેની દુર્દશા થયાવિના રહેતી નથી. આ બીના સહજ લક્ષમાં આવવા જેવી છે. કર્તવ્યકર્મ તરફ જેનું લક્ષ હોય છે, તેનામાં સત્ય, સદાચાર,વગેરે ગુણો સ્વાભાવિક રીતે આવી વસે છે. તેને અસત્યતાથી વર્તવાનો પ્રસંગજ આવતો નથી. તે જે મનમાં હોય તે બોલે છે, બોલે છે તેમ કરે, અને તેપણ 'યોગ્ય રીતિએ

અને યોગ્ય વખતેજ કરેછે. સત્યને યોગે જગત્‌માંના સર્વ વ્યવહાર ચાલે છે. સત્યવિના લોક સમુદાય એકત્ર થવાનો નથી એટલામાટેજ મનુ કહે છે કેઃ–

वाच्यार्थां नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः ॥
तां तु यस्तनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥१॥

સર્વ વ્યવહાર ઉત્પન્ન થવામાં કારણ વાણી છે. વાણીને યોગે સર્વ વ્યવહાર ચાલે છે. એવી વાણીને જે ચોરે છે (અસત્ય ભાષણ કરે છે) તે સર્વ વસ્તુ ચોરનારો ઠરે છે.

સર્વ દુર્ગુણોમાં જૂઠાણા જેવો ખરાબ દુર્ગુણ બીજો કોઈજ નથી. તે થકી બીજા ઘણાક દુર્ગુણો ઉત્પન્ન થાય છે. લોકોને પ્રથમતઃ અસત્ય ભાષણ કરવાનું એટલું ભયંકર સ્વરૂપ લાગતું નથી, માટેજ તેઓ પોતાના બાયડી છોકરાં સાથે સહજ સાહજમાં અસત્ય બોલવાને ડરતા નથી. પરંતુ તેનું પરિણામ એ થાય છે કે, તેમના મનમાંથી અસત્યતાનું ભય જતું રહી તેઓ આગળ જતાં તેમાં ફસાય છે. કેટલાક એવા તો લુચ્ચા હોય છે કે જ્યાં અસત્ય બોલવાનો પ્રસંગ આવે છે ત્યાં દ્વિઅર્થી ભાષણ કરે છે. એણે કરીને તેને મોંઢા ઉપર કોઈ જૂઠો કહેતા નથી તો પણ તેની અસત્યતા લોકોને જણાયાવગર રહેતી નથી. દ્વયર્થી ભાષણ કરવામાં કેટલાકને મોટું ચાતુર્ય લાગે છે, પણ ખાલી અસત્યતા કરતાં પણ તે વધારે ખરાબ છે. કેવળ બોલવામાંજ અસત્ય હોય છે, એમ નહિ; પણ સત્ય કહેવું એ આપણું કર્તવ્ય છે, એવી વખતે ચુપચુપ બેસવું, કે પોતાનું મત પ્રતિકૂળ છતાં અનુકૂળ હોવા જેવું ચહેરાપરથી દર્શાવવું, એપણ અસત્યજ છે. સત્યશીલ મનુષ્યો નમ્ર હોય છે; તે પોતાના ગુણોનેમાટે

અભિમાન રાખતા નથી. પણ અસત્ય ભાષણ કરનારા મનુષ્ય ઘણું કરીને ઉદ્ધટ હોય છે. જે ગુણો પોતાનામાં નથી હોતા, તેવા ગુણોનો પણ તે ગર્વ રાખે છે. મનુષ્ય એકવાર અસત્ય બોલે તો, તે અસત્યતા ઢાંકી નાખવા, તેને અનેક વેળા અસત્ય ભાષણ કરવું પડે છે. એકવાર મનુષ્યના અંતઃકરણમાં અસત્યતાનો પ્રવેશ થયો કે તેનાથી પોતાનું કર્તવ્ય બનતું નથી. એમાટે જેને પોતાનું કર્તવ્ય કરવાની ઇચ્છા હોય તેને સત્યની સંગતિ છોડવી નહિ.

---

# ભાગ ૮.

## સુસ્વભાવ.

वयसः कर्मणोऽर्थस्य श्रुतस्याभिजनस्य च ॥
वेषवाग्बुद्धिसारूप्यमचरन् विचरेदिह ॥ १ ॥ मनुः
'शीलं परं भूषणम्' भर्तृहरिः

પ્રત્યેક મનુષ્યે આ મર્ત્યલોકમાં વેષ, ભાષણ, ને બુદ્ધિમાં પોતાનાં વય, કર્મ, પૈસા, જ્ઞાન ને વડીલોને અનુસરીને આચરણ કરવું જોઇએ.

સભ્યતા એ મનુષ્યોના બાહ્ય ગુણોમાંનો એક અલંકાર છે. સભ્યપણાથી કીધેલું કર્મ અધિક શોભે છે. સભ્ય મનુષ્યની સંગતિ લોકોને પ્રિય તથા સુખાવહ થાય છે. કેટલાકને સભ્યતાનું અધિક મહાત્મ્ય લાગતું નથી. પરંતુ સદાચરણ પણ સભ્યતાયુક્ત ન હોય તો તે શોભતું નથી. મનુષ્યોની

પરીક્ષા ઘણુંકરીને સભ્યપણાથીજ થાય છે, અને તેને લીધેજ લોકોમાં પ્રતિષ્ટા વધે છે. બીજા સારા ગુણો હોય પરંતુ આ અત્યુત્તમ ગુણનો અભાવ હોય તો પેલા ગુણો દેખાઇ આવવાનો પ્રસંગ આવવો મુસ્કેલ. સભ્યપણાથી મનુષ્યોનું ઘણું હિત થાય છે. બીજા ગુણો છતાં કેવળ સભ્યપણું ન હોવાથી ઘણાઓને નુકસાન થયું છે. બોલવા ચાલવાની રીતભાત ઉપરથી બીજાના મનમાં જે છાપ બેસે છે તે કદીપણ જતી રહેતી નથી. સભ્યપણાથી બીજાના મનમાં સારી છાપ બેસે છે (ઉત્પન્ન થાય) છે. ઉદ્ધટ મનુષ્ય કોઇને કંઇપણ નુકશાન ન કરે, તોપણ લોકોને તેનો ડર લાગે છે. સભ્ય મનુષ્ય થકી કંઇપણ લાભ ન હોય, તોપણ તે લોકપ્રિય થાય છે. ક્રોધી ને ઉદ્ધટ મનુષ્ય કોમળ મનનો હોય તોપણ લોકોને તેનો ભય લાગે છે.

સભ્યપણું એ સદાચરણનું એક ચિન્હ છે. તે ઉપરથી મનુષ્યનાં વિચાર, સ્વભાવ, સંગતિ, ને પ્રીતિનું સારૂં જ્ઞાન થાય છે. પાખંડી સભ્યપણું (દંભ) ખરા સભ્યપણા થકી ભિન્ન છે. સુશિક્ષણનેયોગે વૃદ્ધિ પામેલું સ્વાભાવિક સભ્યપણું મનુષ્યની યોગ્યતાનું એક ચિન્હ છે. સુશિક્ષણવિના મનુષ્યમાં ખરૂં સભ્યપણું આવતું નથી. કોઇએક મનુષ્યમાં મોટી બુદ્ધિ કે વિદ્વત્તા હોય તોપણ સુશિક્ષિતપણાશિવાય તે ખરી યોગ્યતાને પાત્ર થતો નથી. સભ્યપણાને યોગે મનુષ્યના ગુણો અન્યજનોના મનમાં શિઘ્ર અસર કરે છે. એટલામાટે સભ્યપણું એ ડહાપણનો એક ભાગ છે એમ કહેવામાં કશીપણ હરકત નથી. મનનું સભ્યપણું ન છતાં કેવળ બહારની બેસવા ઉઠવાની ટાક ટીક કરી સભ્યપણાનો ડોળ ઘાલવો એ વ્યર્થ છે. મનની કોમળતા

શિવાય સુંદર વસ્ત્ર પેહેરી શરીર સુશોભિત રાખવું, એ સુગંધવિનાનાં પુષ્પો જેવું છે. ખરી સભ્યતા પ્રામાણિકપણા શિવાય આવતી નથી. પ્રમાણિકપણા વગરની ખોટી સભ્યતા સોનાના ઓપ જેવી છે. તે ખરા સુવર્ણની તોલે આવતી નથી, તથા તે ઘસાયાવિના રહેતી નથી. ખરી સભ્યતા દયાથી દૂર હોતી નથી. બીજાનું અંતઃકરણ તિલપ્રાય પણ ન દુખાવવું, એજ સભ્યતાનું બીજ છે. આપણે લોકો સાથે સભ્યતાથી ન વર્તીએ તો તેઓ પણ આપણી સાથે સભ્યતાથી વર્તવાના નથી.

છકેલ મનુષ્યને લોકોસાથે વૈરભાવ પડે તોપણ તેને કશું લાગતું નથી, ને પોતાનું છકેલપણું છોડતો નથી. એક ક્ષણની ગમતનેમાટે મિત્રોસાથે પણ વૈર કરી લેવું એ કેટલી મૂર્ખતા છે? સભ્ય મનુષ્ય પોતાની ખરી મોટાઈનો ડોળ ઘાલતો નથી, પણ તોછડો માણસ બધી વાતોમાં પોતાનીજ વડાઇ દેખાડવા યત્ન કરે છે. સભ્ય મનુષ્ય મોઢેથી બોલ્યાવગર સારી વાત કરી દેખાડે છે, પણ તોછડો માણસ તો કશુંપણ ન કરતાં માત્ર બડબડ કર્યા કરે છે. ઉદ્ધટ મનુષ્ય હમેશા દુષ્ટજ હોય એમ ન સમજવું. પણ તેને એમ લાગે છે કે મારે તો યથેચ્છ વર્તવું, હું લોકોને જે ત્રાસ આપું તે તેઓ સહન કરી લે ને તેનેમાટે તેઓ મને કંઇપણ કહે નહિ. લોકોનાં ઉદ્ધટપણાથી મને જેવો ત્રાસ થાય છે તેવોજ મારા ઉદ્ધટપણાથી તેમને થતો હશે, એવું તેને સ્વપ્નેપણ લાગતું નથી. તે પોતાના મનને તાબે રાખી શકતો નથી. જેનું મન નિરંકુશ છે તેનીસાથે વ્યવહાર ટકવો મુશ્કેલ છે. એવા માણસની સંગતિથી કોઈને પણ સુખ થતું નથી એટલુંજ નહિ પણ લોકો તેનાથી

ત્રાસ પામી તે પાસે ન હોય તો સારૂં એમ ઇચ્છે છે. મન સ્વાધીન ન હોવાનેલીધે બીજા સદ્ગુણો હોવા છતાં મનુષ્યનું કશું પણ હિત થતું નથી. પરંતુ મન સ્વાધીન હોવાથી સાધારણ ગુણોને યોગે તેનું ઘણું હિત થાય છે. બુદ્ધિ, વિદ્યા ઇત્યાદિ ગુણો જગત્‌માં મનુષ્યોને ઘણાજ હિતકારક છે, પરંતુ સુસ્વભાવનો અભાવ હોવાથી તેનું ખરૂં સુખ મળતું નથી.

કેવળ ઉદ્ધટાઈથી બોલવાથીજ ત્રાસ ઉપજે છે એમ નથી પણ મલિન વસ્ત્ર પહેરવાં, ને ગંદાપણાથી રહેવું એપણ લોકોને ત્રાસદાયક છે. સભ્યતા એ કુલિનતાનું લક્ષણ છે. તે ગરીબ ને શ્રીમંત બન્નેને હિતાવહ છે. સભ્ય શ્રીમંતો શ્રીમંતોમાં પ્રતિષ્ઠા પામે છે, તેમજ સભ્ય ગરીબો ગરીબ લોકોમાં પ્રતિષ્ઠા પામે છે. સભ્યતા મેળવવાનેમાટે કંઈ પૈસા ખરચવા પડતા નથી. સભ્યતાની મુખ્ય શાળા ઘર છે. માતાપિતાએ સભ્યતાથી વર્તી બાલકોને બાલપણથીજ સભ્યતા શીખવવી જોઇએ. એટલું છતાં પણ પૂર્ણ સભ્યતા ગૃહશિક્ષાથી મળતી નથી. તે પરિપૂર્ણ સંપાદન કરવામાટે સુશિક્ષિત લોકોમાં વાસ હોવો જોઈએ. સુસ્વભાવ એ ઐહિક સુખનું એક સાધન છે. બુદ્ધિ હોય પણ સ્વભાવ સારો ન હોય તો મનુષ્યને ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી. સુખી થવાનેમાટે, દયા, શાંતિ, ક્ષમા, ને પરોપકાર એ ગુણો માણસમાં આવશ્ય જોઇએ. યથાશક્તિ નિરંતર પરોપકાર કરી બીજાના સુખનેમાટે યત્ન કરવો એજ સુસ્વભાવનો ઉત્તમ માર્ગ છે.

જગત્‌માં એવાં કેટલાંક ઉત્તમ મનુષ્યો હોય છે કે તેઓ સ્વભાવતઃ બીજાનાં હિતનેમાટે નિરંતર કાળજી રાખે છે. કદી

કોઇ પીડા આપે તોપણ તેઓ તેનું ખરાબ થાય એવું ચિંતતા નથી. તેમને દુઃખ આવી પડે તોપણ તેઓ અંતઃકરણમાંનું સમાધાન છોડતા નથી. આવી તેમની સમાધાન વૃત્તિને લીધે તેઓ સર્વને પ્યારા થઈ પડે છે. આ ઉત્તમ સ્વભાવનેલીધે તેઓ દુઃખની વેળાએ પણ ધૈર્ય તથા ઉત્સાહ ધરી પોતાનું હિત કરી લે છે.

મનુષ્યનો સ્વભાવ જન્મતઃ નીવડે છે એ ખરૂં, તથાપિ મન પ્રફુલ્લિત રાખવું કે ન રાખવું એ તેને સ્વાધીન છે. સુખદુઃખ સર્વને માથે છેજ. પરંતુ જે સંસારનું ખરૂં સ્વરૂપ ઓળખીને સદાચરણથી વર્તે છે, તે આનંદી હોય છે. પણ જેને જગત્‌નું ખરૂં સ્વરૂપ માલમ પડતું નથી, તે સુખદુઃખવિષે અનેક વિચાર મનમાં લાવે છે, ને જો તે સફલ ન થયા તો ઉદ્વિગ્ન રહે છે. ગુણગ્રાહી મનુષ્ય દોષોતરફ લક્ષ ન આપતાં ગુણોનુંજ ગ્રહણ કરે છે. પરંતુ દોષદૃષ્ટિને તો બધે ઠેકાણે દોષ ને દોષજ દેખાય છે. આવી રીતે દોષ જોવાની ટેવ પડવાથી કોઇપણ વસ્તુથી તેને સમાધાન થતું નથી.

પરોપકાર જેવું સુખનું સાધન દુનિયામાં બીજું કાંઈજ નથી. સર્વદા બીજાને કંઇપણ આપ્યાથીજ પરોપકાર થાય છે એમ ન સમજવું. પરોપકારનું મુખ્ય બીજ મનનું ઔદાર્ય છે. કેટલીકવાર પુષ્કળ પૈસો ખરચ કરનાર મનનો કૃપણ હોય છે અને કોઇએક ગરીબ છતાં ઉદાર હોય છે. પૈસો ખરચ કરવો એનો આધાર દ્રવ્યની અનુકૂળતા ઉપર રહે છે. પરંતુ ઔદાર્ય એ મનોધર્મ છે. એ થકીજ મનુષ્યની યોગ્યતા વધે છે. સારૂં, નઠારૂં, સત્યાસત્ય, ન્યાયાન્યાય ઇત્યાદિ કાંઇપણ બને તે સર્વ ચુપચુપ સાંભળી લેવું એ સુસ્વભાવ નથી. જે સ્વભાવતઃ ખરો હોય

છે તેને સત્યપર પ્રીતિ હોય છે અને અસત્યતાનો સ્વાભાવિક તિરસ્કાર હોય છે. તે લોકોવિષે ઉદાસી ન રહેતાં કોઇનું કોઇપણ પ્રકારે ભલું કરવા પ્રયત્ન કરે છે. તે તાત્કાલિક સુખ કે કીર્તિતરફ લક્ષ ન આપતાં ઇહપરલોકમાં પરિણામે સુખકારક નીવડે એવું આચરણ કરે છે. જેની સર્વકાળ કેવળ સ્વસુખ તરફજ દૃષ્ટિ હોય છે, તેનામાં દયા, ભક્તિ ઈત્યાદિ ગુણો હોતા નથી. તેનું કંઇપણ દરરોજ બગડેજ છે, અને તેની બડબડાટનો કદીપણ અંત આવતો નથી, અને સુખનું મૂળ જે સંતોષ તે તેના મનમાં કદીપણ વસતો નથી. પરંતુ

'संतोष एव पुरुषस्य परं निधानम्.'

સંસારમાં સારી રીતે વર્તન કર્યા છતાં પણ અલ્પસ્વલ્પ અડચણો આવ્યાવિના રહેતી નથી. કદી કાંઈપણ સંકટ આવેજ નહિ, એમ તો બનેજ નહિ, માટે ધૈર્ય પકડી સંતુષ્ટ રહીને આવેલી અડચણો દૂર કરવાની ટેવ પાડવી જોઈએ. અસંતોષી મનુષ્ય સામે આવેલાં સંકટોથીજ દુ:ખી હોય છે એટલુંજ નહિ પણ તે નાનાપ્રકારની ભવિષ્યમાં આવનારી અડચણો મનમાં આણી વ્યર્થ ચિંતા કરતો બેસે છે. ભવિષ્યમાં કંઇપણ અડચણો આવે તે મનમાં આણી તે નિવારણાર્થે ઉદ્યોગ કરવો ઠીક છે, પણ તેમ ન કરતાં નાનાપ્રકારની વ્યર્થ ચિંતા કરી અસ્વસ્થ થવાથી કંઈપણ લાભ ન થતાં ઘણું નુકશાન થાય છે; કેમકે એવો અસંતોષી મનુષ્ય કદીપણ સુખ પામતો નથી. ભવિષ્યનેમાટે ચિંતા કરવાથી તે દૂર થાય છે એમ નથી, તે થકી માત્ર ઉદ્યોગમાં વ્યત્યય થાય છે. ચિત્ત સંતુષ્ટ હોવાથી મનુષ્ય સ્વસ્થ રહી ઉદ્યોગ કરે છે, તેનેલીધે તેના સંકટો પોતાની

મેળે દૂર થાય છે. ઘણી વખતે કાર્યઘાત થવાથી નીરાશ થઈ યત્ન કરવો છોડી દીધાથી કાર્ય સિદ્ધિનો મુદ્દલજ સંભવ હોતો નથી, પરંતુ નિરાશ ન થતાં પ્રયત્ન ચાલુ રાખ્યો હોય તો કોઈપણ વખત ફળ પ્રાપ્તિ થવાનો સંભવ વિશેષ રહે છે. એ માટેજ મનુ કહે છે કેઃ–

नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः ।
आमृत्योः श्रियमन्विच्छे नैनां मन्येत दुर्लभाम्॥१॥

પૂર્વે ફળપ્રાપ્તિ ન થઇ, માટે આપણે દુર્ભાગી છીએ એમ ન સમજવું, મરણપર્યંત સંપત્તિ મેળવવાનો ઉદ્યોગ કરતાજ રહેવું; તે ( સંપત્તિ ) દુર્લભ છે એમ કદી માનવું નહિ.

મનુષ્યના મનોધર્મમાં આશા જેવો ચાલક ધર્મ બીજો કોઈજ નથી. આશા થકી કાર્યસિદ્ધિપર્યન્ત જે સુખ હોય છે, તે ભવિષ્યમાં હોતું નથી. જગત્‌માં એકદમ વિજયી થયેલા મનુષ્યો કરતાં પરાજીત થયેલા મનુષ્યોનેજ હાથે મહત્કૃત્યો થયેલાં છે. કોઈપણ વસ્તુવિષે આશા નહિ હોય તો મનુષ્યનું જીવન દુઃખમય થાય છે.

કોઇ કંઇપણ બોલે કે તરતજ તેનું ખંડન કરવાની ટેવ કેટલાકને હોય છે. આ ટેવ ઘણી ખરાબ છે. આથી કેટલીક વેળા એમ પણ બને છે કે એક માણસ આજે જે વિષયનું મંડન કરે છે તેજ વિષયનું કાલે તે ખંડન કરશે. કોઈ કંઈ કહે તેની વિરૂદ્ધ બોલવું એ જેમ ખરાબ છે, તેમ કેવળ કોઈના પક્ષનુંજ બોલવું એપણ ખરાબ છે. આ બન્નેથી આપણા મનની કીમત થાય છે. પોતાનું મત નમ્રતાથી કહેવું એજ ખરી સભ્યતાની રીત છે. પ્રસંગ આવે તો ખરી વાત કહેવાને ન ડરવું એજ ખરી સભ્યતા છે.

# ભાગ ૯.

## ગ્રંથાવલોકન.

यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति
तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥ १ ॥ मनुः

જેમ જેમ મનુષ્ય શાસ્ત્રનું અધિકાધિક અધ્યયન કરતો જાય છે. તેમ તેમ તેને જ્ઞાન પ્રાપ્ત થતું જાય છે, ને તેથી તેને ઘણો આનંદ થાય છે.

સદ્વર્તન મનમાં ઠસવાને જેવી સુસંગતિની આવશ્યકતા છે, તેવીજ ગ્રંથાવલોકનની પણ છે. ઉત્તમ ગ્રંથ એ ઉત્તમ મિત્ર છે. તે હમેશા એક સરખી રીતે કામ લાગે છે. સંપત્તિ કે વિપત્તિમાં સરખું સુખ તથા સમાધાન આપે છે. એક ઉત્તમ મિત્રની સંગતિથી જેમ બીજા ઘણાઓ સાથે સ્નેહ થાય છે તેમજ ગ્રંથાવલોકનને યોગે વિદ્વાનોસાથે પરિચય થઇને આપણો જ્ઞાનસંચય વૃદ્ધિ પામે છે.

ઉત્તમ ગ્રંથકારોએ પૃથ્વીમાં વસતાં મનુષ્યો ઉપર મોટો ઉપકાર કીધો છે. વ્યાસ વાલ્મીકિ, કાલિદાસ ઈત્યાદિકોના ગ્રંથોને લીધે અસંખ્ય મનુષ્યોની અંતઃકરણ વૃત્તિઓ પ્રફુલ્લિત થઈ છે. રામાયણ વાંચી રામનીપેઠે વર્તવાથી કેટલી કીર્તિ વધે છે, રાવણની પેઠે વર્તવાથી કેટલી હાનિ છે, એ મનમાં આણી લક્ષાવધી મનુષ્યોએ દુર્માર્ગથી નિવૃત્ત થઇ સુમાર્ગતરફ વળણ લીધી હશે. દુષ્ટ લોકો ગમે તેટલા છળ કરે, ને તેઓ ગમે તેટલા બલાઢ્ય હોય તોપણ સદાચરણ ન છોડીએ તો ઈશ્વર અનુકૂળ થઈ

સંકટો દૂર કરશે, એ મહાભારત વાંચવાથી સમજાય છે. યુવાવસ્થામાં પુસ્તકો વાંચવાથી મનને જે સંસ્કાર પ્રાપ્ત થાય છે, તેવોજ કાયમ રહે છે. ઉત્તમ ગ્રંથો એ જ્ઞાનવીરોના જયસ્તંભ છે. મોટા મોટા મહેલોને બંગલાઓનો નાશ થાય તોપણ આ વિ- વિજયસ્તંભો કાયમ રહે છે. તેઓ દુરાગ્રહ તથા અજ્ઞાનનો પરાજય કરી મનુષ્યોના સુખની વૃદ્ધિ કરવાવિષે આપણુને ઉત્તેજન આપે છે. ઉત્તમ ગ્રંથ એ સુવિચારનો ભંડાર છે. તેઓ માંહેલાં રત્નો આપણુને જોઇએ ત્યારે ઉપયોગમાં આવે છે. જેઓને તે રત્નોની પારખ છે, તેઓના સમાધાનમાં કંઈપણ ખામી રહેશે નહિ. ઉત્તમ ગ્રંથકારો આ મર્ત્યલોકના સૃષ્ટિકર્તા છે. અનંતશક્તિ પરમેશ્વરે જેમ અપાર ચાતુર્યથી અસંખ્ય ચમત્કાર પૂર્ણ સ્વપ્રભાવજ્ઞાપક વિશ્વ નિર્માણ કીધું છે, તેમજ કવિશ્વરો, પરમેશ્વરે, આપેલી પોતાની પ્રતિભાને યોગે ગ્રંથસૃષ્ટિ ઉત્પન્ન કરી લોકોને આનંદિત કરે છે. સૃષ્ટિકર્તા જેમ સજ્જનોને સામર્થ્ય આપી તેઓને હાથે નાનાપ્રકારનાં મોટાં મોટાં સત્કૃત્યો કરાવી તેમને કીર્તિમાન્ કરે છે, તેમજ આ કાવ્ય સૃષ્ટિકર્તાઓ સજ્જનોની કીર્તિ અજરામર કરે છે. દુર્યોધન, રાવણ એમનાં ઉદાહરણો લોકોની દૃષ્ટિ સન્મુખ ખડાં કરી તેમને, પરધન ને પર સ્ત્રી હરણ કરવા પ્રવૃત્ત થવાથી સમૂળ નાશ થાય છે, એમ સૂચવે છે. ઉત્તમ ગ્રંથો આપણા અજરામર ગુરુ છે. તેઓ આપણુને આખો જન્મારો શીખવ્યાંજ કરે છે. તેમની આજ્ઞામાં રહેવાથી આપણું હિત થયાવિના રહેતું નથી. તેને યોગે આપણે ગમે તે મોટી મંડળીમાંના કે ગમે તે કાળના સુખનો અનુભવ લઇ શકીએ છીએ. સભાપર્વ વાંચવા બેસીએ તો દ્રૌપ-

દીની દુર્દશા આપણી દૃષ્ટિ સન્મુખજ થાય છે કે શું, એમ મનમાં આવી આપણી આંખોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગે છે; ને. કર્ણપર્વ વાંચવા બેસીએ તો ભીમે દુઃશાસનનું હૃદય ફોડ્યું, એ જોઇ શત્રુને શાસન થવાથી આપણને સમાધાન થાય છે. અયોધ્યાકાંડ વાંચવા લાગીએ તો મંથરીએ લગાડેલી કલાગત, કૈકયીનો દુરાગ્રહ, દશરથનું સત્ય ને તેનો શોક, રામની પિતૃભક્તિ ને ભરતનો ભ્રાતૃપ્રેમ, એને યોગે હું અયોધ્યામાં વસનારા લોકોમાંનોજ એક છું એમ સમજી વાચકને રામના વનવાસનું દુઃખ જોતાં તેની આંખોમાંથી ચોધાર અશ્રુ વહે છે. ગ્રંથોને યોગેજ પ્રાચીનકાળના દુષ્યન્ત, ભરત, નલ, દિલીપ ને રઘુ ઇત્યાદિ રાજાઓ અમર થયા છે.

વ્યાસ, વાલ્મીકિ, ગૌતમ, જૈમિનિ, પાણિની કાલિદાસ, ભવભૂતિ ઈત્યાદિ ગ્રંથકારો પોતાના ગ્રંથોને યોગે અમરત્વ પામ્યા છે તેમનાં નામો જગત્માંથી નાશ થવાનો ભય નથી. ભારતરામાયણમાંની કથા નીકળે કે વ્યાસ વાલ્મીકિનું સ્મરણ થાયજ. તત્ત્વ વિચાર કરવા લાગીએ કે ન્યાય, મીમાંસાનો પ્રસંગ આવી ગૌતમને જૈમિનિનું સ્મરણ કરાવેજ. પાણિની વિષે એમ લાગે છે કે તે પોતાની 'અષ્ટાધ્યાયી' ભરતખંડમાં આજ હજારો વર્ષોસુધી શીખવી હવે યુરોપખંડમાંના જર્મની વગેરે દેશોમાં 'वृद्धिरादैच्' ઇત્યાદિ સૂત્રોનો પાઠ આપે છે! કાલિદાસે તો 'શકુંતલા નાટક'ને યોગે યુરોપમાંના ગોએથ જેવા મહાપંડિતને તો નૃત્ય કરવા લગાડ્યો!

સદ્વર્તન સંબંધે જોઈએ તો મહાત્માઓનાં ચરિત્રો વાંચવાથી મનુષ્યોનું ઘણું હિત થાય છે. પૂર્વે થઇ ગએલા મનુષ્યોનું

વર્તન તેમનાં કૃત્યો, તેમનીપર પડેલાં સંકટો, તેમણે સહન કીધેલાં દુઃખો. એ લક્ષપૂર્વક વાંચવાથી મનુષ્યોનું હિત થયાવિના રહેતું નથી.

ચરિત્રો વાંચવાનો શોખ થોડો ઘણો પુરાતન કાળથી સર્વ દેશમાં છે. તે લખવાની રીત માત્ર પ્રત્યેક સ્થળે ભિન્ન છે. નાટકો, ને કાદંબરીઓ એપણ એક પ્રકારનાં ચરિત્રોજ છે. મનુષ્યો એ માંહેલાં સારાં પાત્રોનું અનુકરણ કરે એમાટેજ તે લખાયલાં હોય છે. પણ તેઓમાં કલ્પિત ભાગ ઘણો હોવાથી વિવક્ષિતકાર્ય થતું નથી. એને બદલે ખરાં ચરિત્રોથી ઘણો લાભ થાય છે. વ્યાસ, વાલ્મીકિ કાલિદાસને પાણિની એમનાં ચરિત્રો લખાયલાં હોત તો કેટલો લાભ થાત ? ભારત, ને રામાયણ જેવા મોટા ગ્રંથો લખવાને તેમને કેટલો પ્રયાસ કરવો પડ્યો, ગ્રંથ સમાપ્ત થવાને કેટલો કાળ લાગ્યો, કયા જૂના ગ્રંથ ઉપરથી કે ગુરુનીપાસે તેમણે એ અધ્યયનનો આરંભ કીધો, સંસારમાં તેમના માતાપિતાની અને તેમની સ્થિતિ કેવી હતી, તેમના શત્રુ મિત્ર કોણ હતા, અન્યજનોસાથે તેઓ કેવી રીતે વર્તતા હતા વગેરે બાબતો સમજાઇ હોત તો કેટલા બધા લાભ થાત.

હાલમાં શિવાજી, બાજીરાવ, વગેરે કેટલા મહત્પુરુષોનાં ચરિત્રો પ્રસિદ્ધ થયાં છે. ઉત્તરોત્તર એવાં અનુકરણીય ચરિત્રોનો ફેલાવો કરવો એ દેશહિતેચ્છુઓનાં અનેક કર્તવ્યોમાંનું એક કર્તવ્ય છે, તેપણ કાળેકરીને બની આવશે. ચરિત્રોમાં મનુષ્યોનાં મહત્કૃત્યોજ લખવાં એમ કંઈ નથી તેમ મોટામોટા રાજાઓનાંજ ચરિત્રો માત્ર હિતાવહ છે એમ પણ નથી. ડાકટર જૉન્સન

કહે છે કે ગમે એવો મનુષ્ય હોય તોપણ તેના ચરિત્રથી કંઇપણ લાભ થશેજ થશે. તેનો અનુભવ તેનાં દુઃખો તેનાપર પડેલાં સંકટો, તેનો જય કે પરાજય આથી કાંઇને કાંઈ શીખવાનું મળશેજ મળશે. એક પંડિત તો એમ કહે છે કેઃ—ચરિત્રમાં કેવળ સારીજ વાતો લખાય તો તેથી કંઈપણ લાભ થવાનો નથી. ચરિત્રોમાં મનુષ્યોનાં સારાં કૃત્યોજ માત્ર લખાય તો આ કોઈ અદ્વિતીય ને દેવતાઈ મનુષ્ય હતો એમ લોકોને લાગે છે ને તેણે કરીને તેનું અનુકરણ કરવાની ઇચ્છા ઉપજતી નથી. પરંતુ સત્કૃત્યો સાથે તેના દોષ, તેની ભૂલો, વગેરે સમગ્ર મિશ્ર લખેલું હોય તો તે આપણી પેઠેજ કોઇ સાધારણ મનુષ્ય છતાં પ્રયત્નથી પ્રસિદ્ધિ પામ્યો, તેવો પ્રયત્ન કરીને આપણે પણ મહત્વ પામીએ એવી ઉમેદ વાચકના મનમાં આવે છે. કેટલીક બાબતો સ્વરૂપતઃ તદન ક્ષુલ્લક હોય છે, પણ તેને લીધે અનેક મોટાં કાર્યો બની આવે છે. શિવાજી દિલ્લીમાં ઔરંગજેબના કેદખાનામાં હતો, ત્યાંથી યુક્તિથી છૂટી આવ્યો, એ વાત સાધારણ દેખાય છે, પણ તેજ મરાઠી રાજ્યની સ્થાપનાને કારણીભૂત થઇ છે. તે વખત શિવાજી પોતાની યુક્તિમાં નિષ્ફળ થયો હોત તો, તેનું નામ પણ કદાચિત્ કોઇના જાણવામાં આવ્યું હોત.

ગિબન નામનો એક વિદ્વાન્ અંગ્રેજ ઈતિહાસકાર મુસલમાનના પેગંબરની એવીજ એક વાત પોતાના ગ્રંથમાં લખેછે. નવીન ધર્મનો બોધ કરવા લાગ્યો તેણે કરીને તેના પુષ્કળ શત્રુ થયા. ત્યારે તે નાસીને મદિને ગયો. રસ્તે જતાં તેના શત્રુ તેની પૂઠે પડ્યા. પોતાને શત્રુ ઘેરી લેછે એ જોઇને એકવેળા મહમદે એક ગુફામાં પ્રવેશ કીધો, તેથી શત્રુઓની નજર ચૂકી જઇ

તેઓ તેની પૂંઠ પકડતાં આગળ જતાં રહ્યા; ત્યારે મહમદ બીજે રસ્તે મદિને ગયો. ગિબન લખે છે કે આ વેળાએ મહમદ શત્રુના હાથમાં આવ્યો હોત તો એક ભાલાના ફટકાથી આજે જગત્‌ની સ્થિતિ ભિન્ન થઇ હોત.

ફ્રેંચ લોકોનું હિંદુસ્થાનમાં વર્ચસ્વ સ્થાપનાર ડુપ્લીએ સ્વબુદ્ધિથી હિંદુસ્થાનનાં લોકોનો સ્વભાવ જાણી લેઇ, એક કલ્પના શોધી કાઢી તેજ હિંદુસ્થાનમાં અંગરેજ લોકના રાજ્યનો પાયો દૃઢ થવામાં કારણભૂત થઇ. પ્રથમતઃ યુરોપીયન લોકો વ્યાપારને અર્થે હિંદુસ્થાનમાં આવ્યા. રાજ્યપ્રાપ્તિ એમના સ્વપ્નમાં પણ નહોતી. હિંદુસ્થાનનાં લોકોસાથે વ્યવહાર રાખતાં ડુપ્લીને જણાયું કે હિંદુસ્થાનનાં લોકો ઘણાં વિશ્વાસુ છે. સ્વદેશભક્તિનું બીજ એમનામાં નથી. એમને કવાયત શીખવી રણશૂર કરીએ તો એઓજ હિંદુસ્થાનમાં અમારૂં રાજ્ય સ્થાપવામાં ઉપયોગી થઇ પડશે. આ તત્ત્વ જાણીને યુરોપીયન લોકોએ હિંદુસ્થાનમાં રાજ્ય સ્થાપવાનો ઉદ્યોગ શરૂ કર્યો. યુરોપખંડથી સૈન્ય લાવી રાજ્ય સ્થાપવું એ તો અસંભાવ્યજ હતું. દેશમાંનાજ લોકોની સહાયતાથી પરદ્વીપસ્થ લોકોએ પોતાનું રાજ્ય સ્થાપ્યું, એવું ઉદાહરણ હિંદુસ્થાનવિના પૃથ્વીમાં બીજે કોઇપણ ઠેકાણે મળશે નહિ. બાપડી આર્યભૂમિ દાસત્વ પામી ! ! !

સાધારણ મનુષ્યના ચરિત્રથકી પણ લાભ થાય છે, તો પછી જગત્‌ના ઇતિહાસમાંના નાયક એવા મહત્પુરૂષોનાં ચરિત્રોથકી કેટલો લાભ થાય? ચરિત્રથકી મુખ્ય શિક્ષણ એ મળે છે કે મનુષ્ય ઉદ્યોગને યોગે ગમે એવાં દુર્ગમ્ય કૃત્યો કરી શકે છે; ને તેને લીધે વાચકને ધૈર્ય અને ઉત્તેજન મળે છે. ફળપ્રાપ્તિની નિ-

રાશા થતા નથી. પ્રત્યેક મનુષ્યને બીજાનાં ચરિત્રમાંથી કંઈપણ શીખવાનું મળી આવશે. સારૂં કૃત્ય નીચ મનુષ્ય કરે તોપણ તેથકી આનંદ ઉપજે છે. નારાયણરાવ પેશવાના મૃત્યુસમયે રામશાસ્ત્રીએ રાઘોબાને આપેલા ખુલ્લા જવાબનું અતિ આશ્ચર્ય લાગે છે; તેવીજ રીતે તેના ચાપાજી નામના હજુરીએ રાજાનો પ્રાણ બચાવવાને તેના અંગપર ધસી પોતાનો અમૂલ્ય દેહ ખોયો તેનો પણ ચમત્કાર લાગે છે.

ચરિત્રના જેવોજ મોટો લાભ ઇતિહાસ વાચનથી મળે છે. ઇતિહાસ એટલે ચરિત્ર સંગ્રહ એમ કહેવામાં કંઇપણ હરકત નથી; કેમકે તેમાં મનુષ્યોનાં કૃત્યો ને તે થકી દેશને રાષ્ટ્રમાં બનેલાં પરિણામો એનુંજ વર્ણન હોય છે. રામશાસ્ત્રીને યજમાને બે વેણ કહ્યાં નહોત તો કાશી જઇ, અધ્યયન કરી રામશાસ્ત્રી થઇને માધવરાવ પેશવાના રાજ્યને અલંકૃત કરવું એ તેનાથી ભાગ્યેજ બન્યું હોત.

'સરવૉલ્ટર સ્કૉટ' ની લશ્કરી ખાતામાં દાખલ થવાની ઈચ્છા હતી, પણ બાલપણમાં દોડાદોડ કરતાં તે લંગડો થયો, ત્યારે તેને વિદ્યા ઉપર લક્ષ આપવાની ફરજ પડી. એ બનાવથી તેણે ઉત્તમ ગ્રંથ લખી અંગરેજી ભાષાને અધિક સૌંદર્ય આપ્યું.

ચરિત્રોના વાચનથકી સંસારમાં અનેક ભિન્ન ભિન્ન પ્રસંગે કેવી રીતે વર્તવું એ સમજાય છે; તેવીજ રીતે ઇતિહાસના વાચનથકી રાજ્યકારભારમાં પરચક્રાદિ વિકટ પ્રસંગે કેમ વર્તવું એનો અનુભવ થાય છે. જેણે પોતાના પરાક્રમથી સંકટ પ્રસંગે પોતાના દેશનું રક્ષણ કીધું, તે શિવાજી જેવા

રાજા જાણે કે ઇતિહાસદ્વારે લોકોને રાજ્યનીતિનું શિક્ષણજ આપે છે. જે રાજાઓએ, પ્રાપ્ત થયેલું પાલનરૂપ જોખમનું કામ સાવચેતીથી ન કરતાં ઐશ્વર્યમાં નિમગ્ન થઈ પોતાનો નાશ કરી લીધો છે તે સંભાજી તથા બીજા બાજીરાવ જેવા રાજાઓ ઇતિહાસમાં બેસીને અન્ય રાજાઓને કહે છે કે, સાવધપણે તમારો અધિકાર ચલાવો, નહિ તો અમારી પેઠે વૈભવ ખોઇ દઈ અક્ષય્ય અપકીર્તિ પામશો. સુધરેલા દેશનો ઇતિહાસ બીજા દેશોને કહે છે કે તમારામાંના લોકો મારામાંના લોકોપ્રમાણે જ્ઞાન સંપાદન કરી પરાક્રમ કરશે તો તેઓ મારી પેઠે કીર્તિમાન્ થશે. ભારત ને રામાયણ એ પ્રાચીનકાળના ભરતખંડના ઇતિહાસજ છે. એમાંની કથાઓના શ્રવણથી શિવાજીના મનમાં વીરશ્રીએ પ્રવેશ કીધો, અને તેને લીધે તેણે દુષ્ટોનો સંહાર કરી ઇતિહાસમાં મરાઠાઓનું નામ ગજાવ્યું. એવાં ઉદાહરણો જગત્માં ઘણાંએ છે. માણસમાં ખરી યોગ્યતા આવવાને ગ્રંથાવલોકન એ એક મોટું સાધન છે.

અંગરેજ, ફ્રેન્ચ વગેરે યુરોપીયન લોકમાં જે કેટલાક અત્યુત્તમ ગુણો છે તેમાંનો વિદ્યાપર પ્રીતિ એ એક છે. આ ગુણ તેમના સ્વહિત સાધનને ઉપયોગી પડે છે. યુરોપીયનો જેવા સ્વાર્થસાધુ લોક ભૂમંડળમાં કોઈપણ ઠેકાણે હશે નહિ.

જબરદસ્ત આવે તેની આગળ કેવી રીતે નમી જવું, અશક્ત હોય તો તેનીપર કેવી રીતે તૂટી પડવું એ અંગરેજોની પેઠે બીજા કોઈપણ સારી રીતે સમજતા નથી. સ્વાર્થ સાધવાનેમાટે તેઓ ગમે તેવો શ્રમ કરશે. સારી નઠારી ગમે તેવી બાબત હોય તોપણ તેનો પક્કો અનુભવ લીધાવિના તેઓ ર-

હોતા નથી. તેઓ બીજા દેશનાં રાજ્યો સંપાદન કરી મોજ મજા મારતાં સ્વસ્થ બેઠા નથી. લોકોનો ધર્મ, રાજ્યનીતિ, વ્યવહાર, આચાર ને રીતિ, એની બારીક માહિતી મેળવી તદ્દ્વારા તેમનો સ્વભાવ જાણી લેઇ તેમનીપર પોતાનો અમલ ચીરસ્થાયી કેવી રીતે થશે એ વિષે ગ્રંથો લખીને તેઓ નિરંતર ચર્ચા કરે છે. ગ્રીક, રોમન વગેરે લોકોએ પરદેશનાં રાજ્યો કબજે કીધેલાં તે તેમની કયી ચૂકોથી તેમના હાથમાંથી છૂટી ગયાં, તેનો તેઓ હમેશા વિચાર કરીને તેવી ચૂકો આપણાથી ન થતાં કયી રીતિએ આપણો અમલ કાયમ રહેશે એનો વિચાર કરી, પ્રજાને નિઃશસ્ત્ર કરવા, ને જાગીરદાર વગેરે ઉંચ પ્રતીના લોકો જેમ બને તેમ ઓછા કરવાના ઉપાયો યોજે છે. મનુને કેટલાં વર્ષો થયાં, કાલિદાસ કયા શતકમાં થઈ ગયો, વેદમાં મૂર્તિપૂજા છે કે નહિ, વગેરે વિષયોની યુરોપીયનો ચર્ચા ચલાવે છે તે જોઈ અમારા લોકોને આશ્ચર્ય લાગે છે. યુરોપીયનો જીતી લીધેલા લોકોનો ઇતિહાસ જાણવાને શ્રમ કરે છે, પરંતુ એશિયા ખંડમાંના લોકો તો જીતી લેનારાઓનો ઇતિહાસ પણ જાણી લેવાની આવશ્યકતા દેખતા નથી. યુરોપીયનોએ જેમ અહિંયાના લોકોનો સ્વભાવ જાણી લેઇ ઉદ્યોગથી પોતાનું કામ કરી લીધું છે, તેમ અહિંયાના લોકોએ તેમનો સ્વભાવ જાણી લેઇ તે પ્રમાણે વર્તન રાખી ઉદ્યોગ કીધો હોત તો મોટું હિત થયું હોત. યુરોપીયન લોકો બીજા દેશમાં જે યોગ્ય સુધારો થાય તે તરતજ પોતાના દેશમાં દાખલ કરી બીજા લોકોથી પાછળ પડતા નથી. તુર્કસ્થાન જે સુધારામાં પાછળ છે તેવા દેશપર એ લોકોની નજર હમેશા ખેંચાયલી હોય છે. વસ્તુ પોતાની હોય, પણ તે સંભાળવાને અંગે સામર્થ્યની આવશ્યકતા છે. એમાટે વિદ્યા, કળા, કૌશલ્ય ઇત્યાદિ

ગુણોમાં યુરોપખંડની બરાબરી કીધાવિના એશિયાખંડને કદી પણ વર્ચસ્વ પ્રાપ્ત થવાનું નથી. યુરોપખંડમાં જ્ઞાન સંપાદન કરવાના માર્ગ સુલભ થયા છે એ ખરૂં, તથાપિ કોઇપણ ઉપયુક્ત બાબત કઠીન છે માટે તે છોડી દેવી એ કામનું નથી; કઠીન હોય તો અધિક શ્રમ કરવો એજ તે સુલભ થવાનો માર્ગ છે. બળવાન દુર્બળના તાબામાં રહે છે, પરંતુ દુર્બળ જ્ઞાનસંપન્ન હોય તો બલવાનનું કંઈપણ ચાલવા દેતો નથી, એ મનુષ્યોએ અશ્વાદિ પશુઓને પોતાની ચાકરીમાં લગાડેલાં છે,તેપરથી એ સ્પષ્ટ થાય છે.

ગ્રંથાવલોકન એ વિદ્યાપ્રાપ્તિનું મુખ્ય સાધન છે. વિદ્યા જેવી ઇહલોકમાં સુખદાયક બીજી કોઈપણ વસ્તુ નથી. મહાપંડિત ભર્તૃહરિએ તો વિદ્યાહીનને પશુની ઉપમા આપેલી છે.

विद्यानाम नरस्य रूपमधिकं प्रछन्नगुप्तंधनम् ।
विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः ॥
विद्या बंधुजनो विदेशगमने विद्या परा देवता ।
विद्या राजसु पूजितानतु धनं विद्याविहीनः पशुः ॥१॥

આ વચન તરફ લક્ષ આપી સઘળાઓએ યથાશક્તિ વિદ્યાની વૃદ્ધિ કરવાનો પ્રયત્ન કરવો એજ કલ્યાણનો માર્ગ છે.

# ભાગ ૧૦.

## દાંપત્ય.*

तथा नित्यं यते मातां स्त्री पुंसौ तु कृतक्रियौ ॥
यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥१॥

* વિવાહિત સ્ત્રીપુરુષનો સંબંધ.

अन्योन्यस्याव्यभीचारी भवेदामरणांतिकः ॥
एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥२॥मनु.

પરસ્પરનો વિયોગ થઇ દુઃખ ન થાય, એવી રીતે ચાલવાને વિવાહિત સ્ત્રીપુરૂષે સર્વદા યત્ન કરવો જોઈએ. પરસ્પરનો આ વિયોગ એવો હોવો જોઇએ કે જેનો છેડો મુવે આવે. એજ મોટો ધર્મ ટુંકમાં સ્ત્રી પુરુષનેમાટે સમજાઇ શકાય તેવો છે.

દાંપત્ય એ સંબંધ વિવાહથકી ઉત્પન્ન થાય છે. વિવાહ એ જગત્‌ના સર્વ સુધારાનો પાયો છે એમ કહેવામાં કશીપણ હરકત નથી. જ્ઞાન અને ભાષા એ બન્ને વસ્તુઓવડે મનુષ્ય સર્વ પ્રાણી વર્ગથી શ્રેષ્ટ થયો છે એ ખરૂં તથાપિ આ બે સાધનોને યોગે મનુષ્યોએ જે અનંતસુખ સાધનોની રૂદ્ધિ શોધી કાઢી છે તેનું પ્રથમ પગળું વિવાહ છે એમ કહેવામાં કંઈપણ હરકત નથી. કિંબહુના બોલવું પણ આ સંબંધની પછીજ ભાષાત્વને પામ્યું હશે એમ કહીએ તો ચાલે; કેમકે આજકાલ ભૂગર્ભ શાસ્ત્રનો અભ્યાસ કરી ભૂરચનાની પ્રથમ સ્થિતિ કેવી હતી, ને તે ક્રીયાં ક્રીયાં કારણોથી, ક્રીયાં ક્રીયાં રૂપાંતરો પ્રામીને વર્તમાન સ્થિતિ પામેલી છે, તે જાણવાનો પ્રયત્ન જેવી રીતે અર્વાચીન શાસ્ત્રકારોએ ચલાવેલો છે,તેજ પ્રમાણે ભાષા શી રીતે ઉત્પન્ન થઇ, ને તે ક્રીયા ક્રીયા ક્રમથી અનેક ચમત્કારિકરૂપો પામી એવો પણ શોધ લગાડવાનો પ્રયત્ન ભાષાશાસ્ત્રકારોએ ચલાવેલો છે. કેટલાકનું એવું મત છે કે, પરમેશ્વરે મનુષ્યને જે ભાષૂણ શક્તિ આપી છે, તેને યોગે પ્રથમતઃ અનંત વસ્તુઓના પરસ્પર જે સંયોગ વિયોગ તદ્રૂપ જે ક્રીયાઓ ને તદ્વાચક જે ધાતુ તે ઉત્પન્ન થયા, તથા તે થકી તે તે ક્રીયા વારંવાર કરનારાઓના

વાચક એવા માતા, પિતા, સ્નુષા, દુહિતા ઈત્યાદિ નામો ઉત્પન્ન થયાં. ભાષા શાસ્ત્રના નિયમો પ્રમાણે શબ્દોના પૂર્વરૂપોનો પાછળ પાછળ શોધ લગાડતા જઇએ તો, નિકટ સંબંધ વાચક જે માતા પિતા ઈત્યાદિ શબ્દો તે અનેક ભાષાઓમાં સમાન હોઇને એકજ અર્થથી પ્રવૃત્ત થયેલા જણાય છે, તે ઉપરથી આ શબ્દો ભાષાને આરંભે ઉત્પન્ન થયા, અને તેની પૂર્વેનોજ માતૃત્વ પિતૃત્વાદિ નિકટ સંબંધ પુષ્કળ દિવસનો હોવો જોઈએ સ્પષ્ટ છે.

જગત્માંની સર્વ કલાકૌશલ્યની ઉત્પત્તિનો પાયો સ્વહિત કે સ્વકીયહિત છે. વિવાહ સંબંધ ન હોત તો હિંસાદિ કોઇ પણ ઉપાયથી ક્ષુધા, તૃષા, શાંત કરવી એજ જે આરણ્યક સ્વતંત્ર પશુઓનો વ્યવસાય છે, તેવીજ સ્થિતિ મનુષ્યોની હોત. પરંતુ વિવાહ સંબંધથી ગમ્યાગમ્ય, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, વાચ્યાવાચ્ય, કાર્યાકાર્ય ઈત્યાદિ વિધિનિષેધ થયા. એણે કરીને મનુષ્યને સુખ પ્રાપ્તિ તથા દુઃખ નિવૃત્તિનેમાટે અનેક ઉદ્યોગ કરવા પડ્યા. આ ઉદ્યોગવડે મનુષ્યનું જ્ઞાન વૃદ્ધિ પામી અનેક શાસ્ત્રો તથા કળાઓ ઉત્પન્ન થઈને માણુસ જાતને સૃષ્ટિનું સામ્રાજ્ય પ્રાપ્ત થયું છે. આ પ્રકારે આ વિવાહ સંબંધ અતિ મહત્વનો હોવાથી સર્વે ધર્મોમાં એને પવિત્ર માનેલો છે. આ સંબંધવિષે જેમાં ઉલ્લેખ નથી કિંવા થોડા ઘણા નિયમો નથી, એવું કોઈપણ ધર્મશાસ્ત્ર પૃથ્વી ઉપર મળશે નહિ. તથાપિ કાલાંતરે જેમ ધર્મ બીજ કાયમ રહી સંસ્કારાદિ બાહ્ય ક્રિયાઓનું રૂપાંતર થાય છે, તેમ વિવાહ સંબંધવિષે જુદા જુદા દેશોમાં જુદી જુદી રૂઢીઓ પડેલી છે. કોઈ ઠેકાણે પુરુષને એકકાલે એકજ સ્ત્રી કરવાનો અધિકાર, કોઈ ઠેકાણે એકથી વધારે

સ્ત્રીઓ કરવાનો અધિકાર, કોઇ સ્થલે કન્યાદાન, કોઇ સ્થલે સ્વયંવર, કોઈ ઠેકાણે પતિ મૃત થયા કેડે સ્ત્રીઓએ આખો જન્મારો વૈધવ્યમાં ગાળવો, કોઈ ઠેકાણે ગમે તેટલી વેળા સ્ત્રીઓ પુનઃ પુનઃ પતિ કરે, એવા એવા અનેક માર્ગ ભિન્ન ભિન્ન કાળે ભિન્ન ભિન્ન દેશોમાં પ્રવૃત્ત થયાં. મનુષ્યની સ્વહિત પ્રવૃત્તિ સ્વાભાવિક છે માટે તે તે કાળે તે તે દેશમાં આ માર્ગ સુખકારક હોવાથી પ્રવૃત્ત થયા હશે એમાં સંશય નથી. એટલામાટે સર્વથા તેની નિંદા ન કરતાં વર્તમાનસ્થિતિને યોગ્ય એવા માર્ગ પ્રવૃત્ત કરવા એ સુધારેચ્છુઓનું કર્તવ્ય છે. *"तातस्यकूपोऽयमितिब्रुवाणाः क्षारंजलं कापुरुषाः पिबंति" એ પ્રમાણે કેવળ જૂના વિચારોને વળગી રહેવું સારૂં નથી, તોપણ વગર વિચારે એકદમ જૂનું તે સર્વ ખરાબ એમ કહેવું એ પણ મૂર્ખાઈનું એક લક્ષણ છે. વિવાહસંબંધે આપણા દેશમાં જૂના તથા નવા લોકોમાં ઘણો મતભેદ થયો છે, ને તેમ થવાનાં કારણો પણ છે.

સ્વયંવર એ વિવાહનો સ્વાભાવિક પ્રકાર દેખાય છે, તથાપિ અનેક કારણોથી તેનેજ અવલંબી રહી શકાતું નથી. વિવાહ એ આખા જન્મારાનો સંબંધ છે; તે જોડનારાઓમાં મોટું ચાતુર્ય ને દૂર દૃષ્ટિ હોવી જોઈએ. યુરોપમાં વસ્ત્રાલંકાર ભૂષિત તરુણ સ્ત્રીપુરુષ કોઈ મહોત્સવને પ્રસંગે પરસ્પરની દૃષ્ટિ મળતાં એક બીજાના મનનું આકર્ષણ કરી લે છે, તેણે કરીને તેઓમાં જે આકસ્મિક પ્રેમ ઉત્પન્ન થાય છે તે ચીરસ્થાયી હોતો નથી. એવા શિથિલ પ્રેમબંધથી સ્ત્રીપુરુષ સંયુક્ત થયાથી, પરસ્પર સુખચંદ્ર

---

* આ મારા બાપનો કૂવો છે, એમ કહી મૂર્ખ લોકો ખારૂં પાણી પીએ છે.

દર્શનથી જોસમાં વહેતા પ્રેમાબ્ધિના મોજાઓ થોડાક કાળ પછી નરમ પડી જાય છે અર્થાત્ થોડાક વખત પછી બન્નેનાં અંતઃકરણ શાંત થાય છે. પ્રથમ પ્રેમવસંતનો પરિમળ ગયા કેડે ઉભયને સંસારભાર સહન કરતાં પરસ્પરના દોષ જણાઇ આવે છે, ને તેણે કરીને બેઉમાં એક બીજા તરફ અપ્રીતિ ઉત્પન્ન થાય છે. એમ થતાં પ્રેમબંધ તૂટી જઈ પરસ્પર વિયુક્ત થાય છે. આ પ્રેમ બંધ છેદનના ન્યાયનેમાટે યુરોપખંડના રાષ્ટ્રમાં અનેક ન્યાયાધીશો નીમવા પડે છે. ઉભય યુવાન્ તથા સજ્ઞાન હોઇ જગત્માં આપણને કયી રીતિએ વર્તવાનું છે, આપણામાં શારીરિક કે માનસિક શક્તિ કેટલી છે, આ વાત બન્નેના જાણવામાં આવ્યા પછી જે વિવાહસંબંધ થાય તે દૃઢ હોય છે એ ખરૂં, તથાપિ આમ બનવામાં ઘણી અડચણો નડે છે. સાધારણ ન્યાય તો સુલભ હોય છે, પરંતુ ન્યાય સભામાં ન્યાય ચાલતી વખતે બેઉ પક્ષ તરફના વકીલો જેમ બુદ્ધિ કૌશલ્યથી પોતપોતાના પક્ષ તરફના વૈગુણ્યોનું આચ્છાદન કરી મંડન કરે છે, ને તેણે કરીને સત્પક્ષ સમજવામાં અડચણ પડે છે. તેમજ તરુણ સ્ત્રીપુરુષનો મેલાપ થાય કે તેઓ નિશ્ચયે કરીને પરસ્પર સાથે પ્રેમભાવથી વર્તશે એવું જણાય છે, ને તેથી એક બીજાનો ખરો સ્વભાવ સમજાતો નથી. પાછળથી નિકટ સંબંધ થઇ એક બીજાનો સ્વભાવ ઓળખાઇને પ્રથમનો પ્રેમ નષ્ટ થઇ અપ્રીતિ ઉત્પન્ન થાયછે. એટલામાટે કેવળ સ્વેચ્છ પ્રવૃત્તિ ન ચલાવતાં, જેમણે આપણી પહેલાં જગત્માં પુષ્કળ દિવસો કહાડેલા છે, ને અનેક પ્રસંગ જોઈ જેઓને જગત્નો ઠીકજ અનુભવ મળ્યો છે, એવા માતાપિતા કે બીજા હિતેચ્છુઓનો વિચાર વિવાહ સંબંધ કરનારાઓએ લેવો એ યોગ્ય છે, એવું દરેક વિચારી માણસ કબૂલ કરશે.

તરુણ સ્ત્રીપુરુષોએ કેવળ સ્વેચ્છા પ્રવૃત્તિથી વિવાહ સંબંધ કરવો, એ જેમ ખરાબ છે, તેમજ વધૂવરની શરીર પ્રકૃતિ, તેમનું રૂપ, તેમનાં મનનું વળણ, તેમનો સ્વભાવ, તેમનો પ્રેમ, તેમના વિદ્યા વિનયાદિ ગુણો, એ તરફ લક્ષ ન આપતાં તેમની બાલ્યાવસ્થામાં માતા પિતા કેવળ સ્વમનોર્થ પૂર્ણ કરવા, કે ગમે તેમ કરી સંસારનો ભાર ઉતારી લહાવો લેવા, કે પૈસાના ઢગલાના લોભથી, તેમનો વિવાહ સંબંધ કરે છે, અર્થાત્ લાકડે માકડું વળગાડીને ઢીંગલા ઢીંગલીના લગ્ન કરે છે, એ પણ અહિતકારક છે. બાલવિવાહ ને તરુણવિવાહ અથવા પરેચ્છા પ્રવૃત્તિ વિવાહ એ બેઉમાં પણ એકસરખી જ અડચણો હોય છે. તે દૂર કરવાને અમારા શાસ્ત્રકારોએ અનેક ઉપાયો યોજ્યા છે. આજકાલ યુરોપના સુધરેલા દેશમાં કેટલાક વિદ્વાનોનું એવું મત છે કે કુટુંબનું ભરણ પોપણ કરવાને હું સમર્થ છું એવી ખાત્રી વિના મનુષ્યોએ લગ્ન કરવું નહિ. આ વિષય તરફ પણ અમારા શાસ્ત્રકારોનું લક્ષ હતું. વિવાહમાં વાગ્નિશ્ચય, કન્યાદાન ઈત્યાદિ સંસ્કારોપરથી એમ દેખાય છે કે માતાપિતાદિ વડીલ માણસોની અસંમતિ વગર વિવાહ ન કરવો એવું શાસ્ત્રકારોનું મત છે. તેઓએ સ્વેચ્છા પ્રવૃત્તિ વિવાહથકી નીપજનારા ખરાબ પરિણામોનો અટકાવ કરવાનો યત્ન કીધો. પુત્રનો વિવાહ એ કેવળ આપણી સુખસાહેબીનેમાટે છે એમ ન સમજતાં દંપતિના સુખાર્થ છે ને તે બને તેમ યોગરીતિએ કરવો એ આપણી ઉપર જવાબદારી છે, એ માબાપોએ ધ્યાનમાં રાખવું જરૂરનું છે. આપણાં કર્તવ્યકર્મ તરફ લક્ષ આપી· વધૂવરનું કુલ, શીળ, વય, રૂપ, વિદ્યા, વિનય ને સામર્થ્ય એ ગુણોનો વિચાર કરવો જરૂરનો

છે. વિદ્યાદિ અવશ્ય ગુણો સ્વપુત્રમાં ન હોય તો બીજાની કન્યાના હિતાહિતનો વિચાર ન કરતાં તેને ખાડામાં નાખવી એના જેવી બીજી કોઇપણ દુષ્ટતા નથી. છોકરાનો વિવાહ અધિક સુખાવહ શાથી થશે તે જોઇ તે પ્રમાણે કરવું એ મોટાઓનું કર્તવ્ય છે. 'મારૂં હૃદય ને તારૂં હૃદય જોડાઇ જાઓ' 'મારૂં વચન લક્ષ દઇ સાંભળ' આપણે 'મિત્ર થઈશું' એવા વચનો વિવાહસંસ્કાર પ્રયોગમાં છે, તે ઉપરથી ખુલ્લે ખુલ્લું દેખાય છે કે વધૂવરનું જ્ઞાન ને વય આ ઠરાવની યોગ્યતા ધ્યાનમાં આવવા જેવાં હોવાં જોઇએ. બીજું એ કે અમારા શાસ્ત્રકારોએ વિદ્યાસંપાદન એ અવશ્ય કર્તવ્ય છે એમ કહેલું છે, પરંતુ વિવાહવિષે તેમ કંઈ કહ્યું નથી. ઓછામાંઓછાં બાર વર્ષોસુધી વિદ્યા સંપાદન કરવું એવું શાસ્ત્ર કારોનું મત છે. વિદ્યારંભનો કાળ આઠમું વર્ષ, ત્યારથી બાર વર્ષોસુધી વિદ્યા સંપાદન કરવી એટલે વીસ વર્ષની ઉમર થઇ. આ વયમાં મનુષ્યનાં વિદ્યા, બુદ્ધિ, વિનય, સામર્થ્ય ઇત્યાદિ ગુણો દેખાઈ આવે છે. આ વયમાં મનુષ્યનું લગ્ન થવાથી તે આગળ જતાં કેવો નીવડશે તેની ચિંતા ઘણું કરીને રહેતી નથી, ને જેનામાં આ ગુણો હોતા નથી તેના વિવાહ થવામાં પણ અડચણ પડે છે.

ગૃહસ્થાશ્રમવિષે જે ઉત્સુક ન હોય તેને છત્રીસ વર્ષોસુધી વિદ્યાભ્યાસ કરી અંતે ઈશ્વર ચિંતનમાં કાળ ગુજારવાની શાસ્ત્રની આજ્ઞા છે. પરંતુ ગૃહસ્થાશ્રમ વિષે જે ઉત્સુક હોય તેને માથે માત્ર અતિથી પૂજન, અપત્યપાલન, આત્મપોષણ ઇત્યાદિ કર્તવ્યોનો બોજો છે. એટલામાટે અંધપરંપરાની રૂઢીઓ છોડી શાસ્ત્રકારોનો અભિપ્રાય મનમાં આણી, વધૂવર ઉપર

કહેલાં ગૃહસ્થાશ્રમનાં કર્તવ્યકર્મો કરી પરસ્પરની સહાયતાથી સંસાર સાગર તરી જવાને જે રીતે સમર્થ થાય, તે રીતે, વિ-વાહ સંબંધ કરવાને સઘળાઓએ પ્રયત્ન કરવો એ યોગ્ય છે.

સદ્વર્તન કાયમ રહી સંસારમાં સુખ થાય એવી રીતનો સ્ત્રીપુરુષનો પ્રેમ હોવો જોઈએ. વિદ્યા શૌર્યાદિગુણોને યોગે ધનને કીર્તિનો લાભ મેળવવો એ પુરુષની કરામતપર આધાર રાખે છે, પરંતુ સુખકારક ગૃહસ્થિતિ રાખવી એ ઘણું કરીને સ્ત્રી-નેજ સ્વાધીન છે. ઘેર આવે ત્યારે સ્ત્રીપ્રેમથી બે મધુર વેણ બોલે કે તે સાંભળતાં બહાર કીધેલા સર્વ કષ્ટને પુરુષ વિસરી જાય છે. સુસ્ત્રી જેવો બીજો મિત્ર કોણ છે? તાત્પર્ય એટલુંજ કે સંસારનું સર્વ સુખ સ્ત્રીના સદાચરણ ઉપર આધાર રાખે છે. સ્ત્રી સારી હોવાથી સંસારમાં ગમે તેવા સંકટો આવે તોપણ મનુષ્ય તેમાંથી પાર પડવાને યત્ન કરે છે, પણ તે ખરાબ હોવાથી ગમે તેટલું ઐશ્વર્ય હોય તોપણ તેને તેથી સુખ થતું નથી. પરમેશ્વરે સ્ત્રીપુરુષ ઉત્પન્ન કરી બેઉને ભિન્ન ભિન્ન કૃત્યો સોંપેલાં છે. બેઉએ પોતપોતાનાં કર્મો યોગ્યરીતે કરી સંસારને શોભાવવો જોઇએ. તેઓથી એક બીજાનાં કૃત્યો થઇ શકશે નહિ. સંસારમાંનાં કૃત્યો તદ્દન ભિન્ન છે. બેઉનું અસ્તિત્વ સ્વતંત્ર છતાં અન્યોન્ય સાક્ષેપ છે. જેમ એ બન્ને શિવાય જગયંત્ર બરાબર ચાલશે નહિ, તેમજ બેઉનો સુધારો થયાવિના સુધારાનો પણ વિસ્તાર થશે નહિ.

સંસારમાં સ્ત્રીપુરુષ બન્ને આવશ્યક છે. તથાપિ તેમની શક્તિમાં મહત્ અંતર છે. પુરુષ બળવાન્ ને ધીરજવાળો હોય છે; સ્ત્રી કોમળ ને બીકણ હોય છે. પુરુષમાં શૌર્ય અધિક હોય

છે તે સ્ત્રીમાં માર્દવ વધારે હોય છે. શૌર્યથી મોટાં મોટાં કામો થાય છે, પરંતુ સંસારમાંનાં સર્વ કાર્યોમાં માર્દવની જરૂર છે. ખરો પ્રેમ ને ખરૂં સુખ એ કોમળ અંતઃકરણ થકી મળે છે. સ્ત્રીપુરુષોના ભિન્ન ભિન્ન ગુણો આવશ્યક છે; પરંતુ તેનો વિપર્યાય થાય તો બેઉ વ્યર્થ. બીજા બાજીરાવ જેવા બીકણ પુરુષો ને ઝાંસીની રાણી તથા ચાંદબીબી જેવી શૂર સ્ત્રીઓ કોઈવેળા થાય છે, પરંતુ ઉપરના સામાન્ય નિયમોના આ અપવાદ છે. પુરુષોમાં વિદ્યાદિ ગુણોની આવશ્યકતા છે ને સ્ત્રીઓમાં કોમળતા ઈત્યાદિ અંતઃકરણના ગુણોની આવશ્યકતા છે. તથાપિ પુરુષોએ પ્રસંગ વિષે કોમળ થવું જોઇએ, ને સ્ત્રીઓએ પણ ડહાપણથી સંસાર ચલાવવા વિદ્યા શીખવી જોઈએ. ક્રૂર પુરુષ ને મૂર્ખ સ્ત્રી એ બેઉ ભયંકર. એકલામાટે સ્ત્રીપુરુષ બન્નેને નીતિ શિક્ષણ આપવું આવશ્યક છે. જેમાં બીલકુલ દયા નથી એવા પુરુષ ને જેમાં જ્ઞાન નથી એવી સ્ત્રી એ બન્ને વ્યર્થ છે. કેટલાકને એમ લાગે છે કે, સ્ત્રીઓને જ્ઞાન પ્રાપ્ત થયાથી તેઓ પુરુષોની મર્યાદા રાખશે નહિ, એ ટુંક સમજ છે. જ્ઞાન એ એવી વસ્તુ છે કે, તેને યોગે કોઇને પણ નુકશાન થતું નથી. લોકસમુદાય આચાર સંપન્ન રહેવાને પુરુષો અને સ્ત્રીઓ બન્ને સુશિક્ષિત હોવા જોઇએ. સ્ત્રીને હાથે જે કામ થવાથી તેણી ત્યાજ્ય થાય છે, તેજ કર્મ ખુલ્લી રીતે કરવાને પુરુષોને છૂટ છે એમ સમજવું એના જેવી બીજી કોઇપણ મૂર્ખાઇ નથી. સ્ત્રી પરપુરુષ સાથે માત્ર ભાષણ કરે તો જેને ક્રોધ આવે છે, એવો તેની સન્મુખ યથેચ્છ દુરાચરણ કરે એના જેવી મનુષ્યત્વને અશ્લાઘ્ય એવી પશુતા બીજી કયી છે? સ્વતઃ સદાચરણથી વર્તવું એના જેવો બીજાને

સદાચરણ શીખવવાનો સારો માર્ગ કોઇ નથી. કેટલા-કને એમ લાગે છે કે, સ્ત્રીઓ માત્ર પશુ જેવી, કેવળ પુરુષોના સુખનેમાટેજ ઉત્પન્ન થયેલી છે. તેણે કરીને તેઓ તેમના સુખ તરફ બીલકુલ જોતા નથી. વસ્તુતઃ પુરુષોના જેટલુંજ સ્ત્રી-ઓનું મહત્વ છે, એ કહેવામાં આવેલુંજ છે. મનુએ સ્ત્રીઓની યોગ્યતા કેવી મોટી માનેલી છે :—

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥१॥
यत्रनार्यस्तु पूज्यन्ते रमंते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यंते सर्वास्तत्राफलाः क्रियाः ॥२॥
शोचंति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचंति तुयत्रैता वर्धते तद्धि सर्वदा ॥३॥
जामयो यानि गेहानि शपंत्यप्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यंति समंततः ॥४॥
तस्मादेताः सदा पूज्या भूषणाच्छदनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥५॥
प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति किंचन ॥६॥
अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्च ह ॥७॥

બહુ કલ્યાણ ઇચ્છનારા બાપ, ભાઇ, પતિ, દીએર એઓએ સ્ત્રીઓનું માન રાખવું, ને તેમને અલંકાર આભૂષણો આપવા.

જ્યાં સ્ત્રીઓનું માન રહે છે, ત્યાં દેવ સંતુષ્ટ થાય છે. જ્યાં સ્ત્રીઓનું માન રહેતું નથી, ત્યાંની સર્વ ક્રીયાઓ નિષ્ફળ થાયે છે. જે કુળમાં સ્ત્રીઓને દુઃખ થાય છે તે કુળ સત્વર નાશ પામે છે. જ્યાં તેમને પીડા થતી નથી ત્યાં કુળની સર્વદા વૃદ્ધિ થાય છે. અપમાનથી અસંતુષ્ટ થઇ કુળ સ્ત્રીઓ જે કુટુંબોનું અહિત ઇચ્છે છે, તે કુટુંબો અવદશાને પ્રાપ્ત થઇ સર્વપ્રકારે નષ્ટ થાય છે. એટલામાટે હિતેચ્છુ પુરુષોએ ઓચ્છવ લગ્ન કાર્ય ઇત્યાદિ શુભ પ્રસંગે વસ્ત્રાલંકાર, ઉત્તમ ભોજન ઇત્યાદિકોથી કુળ સ્ત્રીઓનું માન રાખવું. ઉત્તમ સ્ત્રીઓ ઘરની શોભા છે. સંતતિ સારી થવાસારૂ તેમનો સત્કાર કરવો જોઈએ. ઘરમાં સ્ત્રીઓ ને લક્ષ્મી એમાં કાંઇ ભેદ નથી. સંતતિ, ધર્મફલ, સેવા, સુખ, તેમજ પૂર્વજોની તથા પોતાની સ્વર્ગપ્રાપ્તિ સ્ત્રીઓને સ્વાધીન છે.

વિવાહિત સ્ત્રીપુરુષે પરસ્પરને સુખ થાય એવી રીતે વર્તવું જોઇએ. બેઉએ મળી સંસાર ચલાવવાનો છે, ત્યારે એક બીજાના દોષો તરફ દુર્લક્ષ આપવું જોઇએ. ને બન્નેની ટેવ, સ્વભાવ ને પ્રીતિ એકસરખાં હોવાં જોઇએ. એવિના સંસાર ચક્ર સહેલાઈથી ચાલવાનું નથી. એટલામાટેજ મનુ મહર્ષિએ તેમનું કર્તવ્ય ટુંકમાં ઉત્તમ રીતિએ કહેલું છે.

तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ ।
यथानाभिचरेतां तौ वियुक्ताबितरेतरम् ॥ १ ॥

પરસ્પરનો વિયોગ થઈ બન્નેને દુઃખ ન થાય, એવી રીતે ચાલવાનો સ્ત્રીપુરુષે સર્વદા યત્ન કરવો જોઇએ.

ભરતખંડમાં ગાર્ગી, અનસૂયા, સીતા, અરૂન્ધતી, સાવિત્રી, શકુંતલા એવી અનેક સ્ત્રીઓ પ્રાચીનકાળે કીર્તિમાન્ થઈ

ગઇ. અર્વાચીન કાળે પણ સ્વરાજ્યમાં અહિલ્યાબાઇ જેવી કેટલીક પ્રખ્યાત સ્ત્રીઓ થઈ ગઇ. સાંપ્રતકાળે વિદ્યા, કળા ઇત્યાદિ બાબતોમાં યુરોપખંડનું પગલું આગળ વધેલું છે ને ત્યાં સમાજ વ્યવસ્થા પણ તદ્દન જુદી છે તેથી પુરુષો પ્રમાણે કેટલીક સ્ત્રીઓ પણ ત્યાં નામાંકિત થઇ ગઇ તેમાંની કેટલીક વિષે અહિંયા થોડુંક લખું છું:—

ડિટાક્વિવિહલી નામનો એક વિદ્વાન્ ગૃહસ્થ ફ્રાન્સ દેશમાં હતો તે એમ કહેતો કે સુસ્વભાવવાળી ને સદાચરણી સ્ત્રીના જેવો મનુષ્યને સંસારમાં બીજો કોઇજ આધાર નથી. કેટલાક સાધારણ માણસો એવી સ્ત્રીઓને યોગે સારા નીવડ્યા છે, ને કેટલાક સારા માણસો નઠારી સ્ત્રીઓને લીધે બગડી ગયા છે. ડિટાક્વિવિહલીની સ્ત્રી ઘણીજ સુસ્વભાવવાળી હતી. તે જેમ જેમ જગતનો અનુભવ મેળવતો ગયો. તેમ તેમ તે જાણવા લાગ્યો કે મનુષ્યના સદ્ગુણ અને સદાચરણની વૃદ્ધિ થવાને ગૃહસ્થિતિ સારી હોવી આવશ્યક છે. તે પોતાને વિષે એક ઠેકાણે એમ કહે છે કે "મને ઘણીએ સુખકારક વસ્તુઓ પ્રાપ્ત થઇ, પરંતુ મનુષ્યોનાં સુખમાંનું પ્રથમ એવું જે કુટુંબ સુખ તે મને ઈશ્વરે આપ્યું તેનેમાટે હું તે જગત્કર્તાનો ઉપકાર માનુંછું. આયુષ્યનો જે વખત મને ખરાબ લાગતો હતો તેજ હવે મને સુખંમય થઇ પડ્યો છે. સર્વસ્વ નાશ થાય તોપણ મને જરાએ ખેદ લાગશે નહિ.

ડિટાક્વિવિહલી એ ઘણો નિસ્પૃહ હતો. તેના વખતમાં ફ્રાન્સ દેશની રાજ્યક્રાંતિમાં ચોમેર અંધાધુંધી પસરી ગઇ હતી, તેણે કરીને તેને ઘણુંજ સહન કરવું પડતું હતું; પરંતુ કુટુંબમાં

શાંતિ હોવાથી તે સર્વ સંકટો મુંગે મોઢે સહન કરતો. એક સમયે તેણે પોતાના એક પરમપ્રિય મિત્રને લખ્યું કે "ઈશ્વરે મને જે સુખો આપ્યાં છે, તે સઘળાઓમાં મેરી જેવી સુસ્ત્રી આપી એ મોટું છે. સંકટ સમયે તે મને કેટલી સહાય થાય છે તેનો ખ્યાલ પણ તમને નહિ હશે. તે નિરંતર સૌમ્ય દેખાય છે તોપણ સંકટની વેળાએ તેનામાં અતિશય ધૈર્ય ને ઉત્સાહ આવે છે. હું ન જાણું એવી રીતે તે મારો ડર રાખે છે. તે પોતે શાંત થઇ મને શાંત કરે છે. સંકટની વેળાએ હું ગભરાઇ જાઉં છું ત્યારે પોતે શાંત થઈ મને હિંમત આપે છે. બીજે એક ઠેકાણે તે પોતાના મિત્રને એમ લખે છે કે, "તમારા જેવું જેનું મન ઉત્તમ ને સુશિક્ષિત છે, એવી સ્ત્રીના સમાગમમાં મને જે સુખ મળે છે તેનું વર્ણન હું કરી શકતો નથી. જ્યારે હું કંઈ પણ હિંમતથી બોલું છું કે કરું છું ત્યારે તેનો ચેહેરો તરતજ પ્રફુલ્લિત થઇ જાય છે, અને તે જોઇ મને આનંદ થાય છે. જ્યારે હું ચિંતાયુક્ત હોઉં છું ત્યારે તેનું મુખકમળ કરમાઇ જાય છે. જો કે ખરૂં જોતાં તે મારી આજ્ઞામાં છે તોપણ મને તો એમ લાગે છે કે હું તેની આજ્ઞામાં છું. આ વાત જ્યારે મારા મનમાં આવે છે ત્યારે હું આનંદ પામું છું. મારી ખાત્રી છે કે જો હું તેણીના કહ્યા પ્રમાણે ચાલુ તો મારે હાથે કશું પણ ખરાબ કામ થશે નહિ.

ડિટાક્વિવ્હિલીની નિસ્પૃહતાને લીધે તેને સરકારી ચાકરીમાંથી બરતર્ફ કરવામાં આવ્યો. તે વખતથી તે પોતાનો વખત ગ્રંથ લખવામાં ગુજારવા લાગ્યો. ફ્રાન્સ દેશની રાજ્યક્રાંતિપર એણે એક ઉત્તમ ગ્રંથ લખ્યો છે. એ ગ્રંથ તેનું છેવટનું લખાણ

છે. તે લખતી વેળા તે લખી મૂકે છે કે "પાંચ છ કલાક લખવાથી હવે મારો હાથ આગળ ચાલતો નથી. મને હવે થોડોક વખત વિશ્રાંતિની જરૂર છે." ગ્રંથનો ઉપસંહાર કરતી વેળાએ ગ્રંથકારને જે અડચણો પડે છે. તેનો વિચાર કરશો તો તમને તેનું આયુષ્ય દુઃખમગ્ન લાગશે. તે લખે છે કે "સ્ત્રી મારૂં મન શાંત કરી મારામાં નવો ઉત્સાહ ઉત્પન્ન કરે છે. એમ ન હોત તો હું કંઇ પણ કરી શકત નહિ. હું હમેશા રોગથી પીડિત ને તામસી રહું છું. પરંતુ પરમેશ્વરે મને તેની જે સહાય આપેલી છે તે મને સર્વદા ઉપયોગી પડે છે."

ગીઝો નામના વિદ્વાનના લગ્નની વાત પણ ચમત્કારિક છે. તે યુવાવસ્થામાં પારીસ શેહેરમાં રહી ગ્રંથ રચીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. તેજ વખતે પારીસ શેહેરમાં એક વિદ્વાન્ સ્ત્રી એક વર્તમાનપત્ર કાઢતી હતી. એ બેઉનો પરિચય થયો. એક સમયે એ સ્ત્રી સંકટમાં આવતાં આજારી પડી ત્યારે તે પોતાના વર્તમાનપત્રનું કામ ચલાવી શકી નહિ. એવે પ્રસંગે તેને એક નનામો પત્ર મળ્યો, તેમાં લખેલું હતું કે તમારા પત્રની શોભા મળે એવું લખાણ હું મોકલાવતો રહીશ. એવી રીતે ભાષા, નાટક વગેરે વિષયોપર વખતે વખતે લખાણ આવી છપાતું હતું. પછી તે માંદગીમાંથી સારી થઇ ત્યારે લખનારે પોતાનું નામ જણાવ્યું. ગીઝોએ આ કામ કીધું એ જાણી તેણીએ તેની સાથે મૈત્રી કીધી. ત્યારકેડે તેમનું લગ્ન થયું. તે વખતથી તે તેનાં સુખદુઃખની અને શ્રમની વિભાગી થઇ. લગ્ન થયું તે પહેલાં એણે તે સ્ત્રીને પૂછ્યું કે કદાચ આગળ જતાં મારી સ્થિતિ ખરાબ થાય તો તને દુઃખ થશે કે નહિ? આ ઉપરથી તે

સુશીલસ્ત્રીએ કહ્યું કે "હું ખાત્રીપૂર્વક કહું છું કે તમારા વિજયથા મને આનંદ થશે. તથાપિ તમારો પરાજય થાય તેથી હું બી-લકુલ નારાજી થઈશ નહિ." આગળ જતાં ગીઝો લુઈફીલીપનો મુખ્ય પ્રધાન થયો. ત્યારે તે સ્ત્રી લખે છે કે "મારો ને પતિનો મેળાપ મારી ઇચ્છા છે તે કરતાં ઓછો થાય છે તથાપિ બીલકુલ થતો નથી એમ મારાથી કહેવાય નહિ; કેમકે જ્યાં સુધી ઈશ્વર અમો બન્નેને કાયમ રાખશે ત્યાંસુધી ગમે તેવાં સંકટો આવી પડે તોપણ નિરંતર મોટા સુખમાં છું એમ હું માનીશ."

ઈંગ્લંડનો પ્રસિદ્ધ વક્તા એડમન્ડ બર્ક પણ કુટુંબ સુખ સંબંધે ઘણો ભાગ્યશાળી હતો. તેની સ્ત્રી સુંદર, પ્રેમાળ ને સદાચરણી હતી, તેથી સરકારી કામ સંબંધે બહાર તેને ગમે તેવો ત્રાસ થાય તોપણ ઘરમાં તેને પૂર્ણ સુખ મળતું. તે પોતાના ઘર વિષે લખે છે કે, 'ઘરમાં પગ મૂકું છું કે તરતજ મારી સઘળી ચિંતા નષ્ટ થાય છે." પ્રોટેસ્ટંટ મત પ્રવર્તક લુથર લખે છે કે "સુશીલ ને સદાચરણી સ્ત્રી મળવી એ ઈશ્વરે આપેલાં સર્વ સુખોમાંનું શ્રેષ્ઠ સુખ છે. એવા સુખથી મનુષ્યને સુખ તથા શાંતિ મળે છે. આપણું સર્વસ્વ કિંબહુના જીવ અને સુખપણ એવી સ્ત્રીને સ્વાધીન કરવું."

સર વિલીયમ હામીલ્ટન નામનો એક મોટો તત્વજ્ઞ ઇંગ્લં-ડમાં થઇ ગયો. તે થોડોક વખતસુધી એડીંબરોની પાઠ-શાળામાં ન્યાયશાસ્ત્રને માનસશાસ્ત્રનો અધ્યાપક હતો. તેની સ્ત્રી સુશીલ અને સુસ્વભાવવાળી હતી તેથી તેનું ઘણું હિત થયું. છપનમે વર્ષે અર્ધાંગ વાયુની પીડાથી તે હેરાન થયો, તે વખતથી તેનાં સઘળાં અવયવોનું કામ તેની સ્ત્રી કરતી. આવી

સહાયતાથી તેણે એવા તો ઉત્તમ ગ્રંથ લખ્યા છે કે તેની કીર્તિ આખા યુરોપખંડમાં ફેલાઇ રહી છે. તેને બીજા ગ્રંથ વાચવાના હોય તો તેણી તેને વાંચી સંભળાવતી; બીજા ગ્રંથોમાંથી પ્રમાણો કાઢે; તેના ગ્રંથના હસ્ત લેખ તૈયાર કરી શુદ્ધ કરે. જે જે કામ તે કરી શકે એવું હોય તે તે કરીને તેની મેહેનત ઓછી કરે. પતિ વિષે પૂર્ણ પ્રેમ છતાં તેનામાં એટલું તો ધૈર્ય અને ચાતુર્ય હતું કે તેની સહાયતાથીજ તેના ઉત્તમ ગ્રંથ પ્રસિદ્ધિમાં આવ્યા. તે ઘણો બુદ્ધિમાન પણ અવ્યવસ્થિત હતો; તેના કામની વ્યવસ્થા તેની સ્ત્રી રાખતી. તેને વિદ્યાપર ઘણી પ્રીતિ હતી પરંતુ તેનો સ્વભાવ આળસુ હતો. તેની સ્ત્રી ઘણી ઉદ્યોગી હતી. જે ગુણો એનામાં નહતા તે તેની સ્ત્રીમાં હતા. તે સ્ત્રીના ધૈર્ય અને ઉદ્યોગથી તેની ઉત્તમ બુદ્ધિ ઉદય પામી.

હામીલ્ટનને વ્યાખ્યાનકારની પદવી મળી ત્યારે તે કામ તેનાથી થવાનું નથી એવું ભવિષ્ય તેની સ્પર્ધા કરનારાઓએ ભાખ્યું. પરંતુ તે ખોટું પડયું. વ્યાખ્યાનો તૈયાર ન હોવાથી તે બીજે દિવસે આપવાનાં વ્યાખ્યાનોનો ખરડો આગળે દિવસે તૈયાર કરતો. તેની સ્ત્રી તે શુદ્ધ કરી તેની સારી પ્રત લખીને તૈયાર કરી આપતી. એ પ્રમાણે ઘણા દિવસ ચાલીને તેનાં સઘળાં વ્યાખ્યાનો પૂરાં થયાં ત્યારે યુરોપખંડમાંના તત્ત્વવેત્તાઓમાં તેની ગણના થઈ.

યુરોપના જીનીવા નામના શહેરમાં હુબર નામનો એક સૃષ્ટિશાસ્ત્રવેત્તા થઈ ગયો. તેની સ્ત્રીની વર્તણુક ઘણી વર્ણનીય હતી. તે સત્તરમે વર્ષે બે આંખે આંધળો થયો; તથાપિ જેમાં અભ્યાસ ને તીક્ષ્ણ દૃષ્ટિની જરૂર છે તેવા સૃષ્ટિ શાસ્ત્રના એક ભા-

ગનો અભ્યાસ તેણે પોતાની સ્ત્રીની દૃષ્ટિના મદદથી કીધો. દૃષ્ટિ હાનિનું દુઃખ ઓછું થાય એ હેતુથી તે સ્ત્રીએ પોતાના પતિને ઉત્તેજન આપ્યું, ને તેણે કરીને તેણે પોતાની જીંદગી ગુજારી. અંતે તે કહેવા લાગ્યો કે મને દૃષ્ટિ સુખ ફરીથી પ્રાપ્ત થશે તો હું દુઃખી થઇશ. મારી સ્ત્રી મને નિરંતર તરૂણ, અભિનવ ને સુંદર લાગે છે એ કંઇ થોડું સુખ નથી. હ્યુબરે 'મક્ષિકા' નામના વિષય ઉપર એક ઉત્તમ ગ્રંથ લખેલો છે. તેમાં મક્ષિકાની ઉત્પતિ અને તેમના સ્વભાવનું તેણે સૂક્ષ્મ રીતે વર્ણન આપ્યું છે. આ ગ્રંથ લખ્યો ત્યારે દૃષ્ટિ ગયાને પચીસ વર્ષ થયાં હતાં, તોપણ જ્યારે તે ગ્રંથ વાંચીએ છીએ ત્યારે અતિશય તીક્ષ્ણ દૃષ્ટિવાળા મનુષ્યને હાથે તે લખાયલો હશે એમ લાગે છે.

કેટલીક સ્ત્રીઓએ પોતાના પતિઓને મોટા સંકટોમાંથી છોડવ્યા છે. ગ્રોટીઅસ નામનો એક ઘણો નામાંકિત ગ્રંથકાર યુરોપખંડમાં થઇ ગયો. કંઇ તોહમત મૂકી સરકારે તેને એક કિલ્લામાં પૂર્યો હતો. ત્યાં તેની સ્ત્રીને રહેવાની પરવાનગી મળી હતી; તેથી એકાંતવાસનું દુઃખ ઓછું થઇ તે ગ્રંથાવલોકન અને ગ્રંથ રચનામાં પોતાનો વખત ગુજરતો. પતિનેસારૂ પુસ્તકો લાવવાને માત્ર આઠ દિવસમાં બે વેળા શહેરમાં જવાની તે સ્ત્રીને પરવાનગી મળી હતી. એ પ્રમાણે જઇ તે પુસ્તકો લાવે અને કામ થાય કે પાછાં મોકલાવે. કોઇ કોઇ વખત ઘણાં પુસ્તકો લાવવાં પડે તે એક મોટી પેટીમાં ઘાલીને લાવતી તથા પાછાં મોકલાવતી. પેટીમાં શું છે તેની ચોકશી પહેરેગીર કેટલાક દિવસસુધી બારીક રીતિએ કરતો. પરંતુ તેમાં હમેશા આર્મિનિયન ને બીજા પુસ્તકો કે કાપડજોઇ તે દરરોજ ચોકશી

કરતો બંધ થયો. આથી તેણીને પોતાના પતિને બંદીખાના-માંથી મુક્ત કરવાની યુકતી સુઝી. એક દિવસે પુસ્તકો પાછાં લઈ જવાની પેટીમાં પતિને ઘાલીને તેણીએ તે પેટી રવાના કરી દીધી. પેટી ઉંચકનારા મજુરોને તે પેટી હંમેશ કરતાં વધારે ભારે લાગી. ગ્રાટીઅસ આર્મિનીયા પ્રાંતનો રહેવાસી હતો તેથી તેને આર્મિનિયન કહેતા. પેલા મજુરો મશ્કરીમાં બોલ્યા "આ પેટીમાં આર્મિનિયન તો નથીને ?" એ સાંભળતાંજ તે ચતુર સ્ત્રીએ તરતજ ઉત્તર આપ્યો "કદાચિત્ આર્મિનિયન પુસ્તકો હશે." એવી રીતે છૂટો થઇ ગ્રાટીયસ ફ્રાન્સ દેશમાં જતો રહ્યો. ત્યાર પછી તે સુસ્ત્રી પણ પોતાના પતિને જઈ મળી !

ઈંગ્લંડમાં લૉર્ડ બેલ નામનો એક ચતુર ને અનુભવી ગૃહસ્થ થઈ ગયો. તેણે લગ્ન સંબંધે પોતાના પુત્રને જે ઉપદેશ કર્યો છે તે ધ્યાનમાં રાખવા યોગ્ય છે.—"જ્યારે ઈશ્વરકૃપાથી તને સંસારસુખ પ્રાપ્ત થવાનો વખત આવે ત્યારે મોટી હુશિયારીથીને દૂરદૃષ્ટિથી તારેમાટે સ્ત્રીને પસંદ કરી લેજે. તારા ભવિષ્યના સુખ દુઃખનો આધાર તેનીપર છે. જેમ યુદ્ધમાં એક વખત ભૂલ થાય તો તે ફરીથી સુધારી શકાતી નથી, તેમજ આ તારા આયુષ્યમાંના મુખ્ય કૃત્યમાં ભૂલ થાય તો તે ફરીથી સુધારી શકાશે નહિ તે સ્ત્રીનો સ્વભાવ કેવો છે, તેના માબાપની યુવાવસ્થામાં કેવી વર્તણુક હતી, તે તપાસવાને પ્રયત્ન કરજે. સારા સ્વભાવની પણ તદન ગરીબ માણસની છોકરી સાથે પરણતો નહિ. તેવીજ રીતે પૈસાનેમાટે નીચ કુળની કે કુરૂપ સ્ત્રી સાથે પરણતો નહિ. એણે કરીને લોકમાં તારી અપકીર્તિ

થશે અને તને પણ તેણીનો તિરસ્કાર છૂટશે. કુરૂપ કે મૂર્ખ સ્ત્રીસાથે પરણુતો નહિ. સ્ત્રી કુરૂપ હોવાથી તારી સંતતિ પણ કુરૂપ થશે. ને મૂર્ખ હોવાથી તારી અપકીર્તિ થશે. મૂર્ખ સ્ત્રી જેવી ત્રાસદાયક બીજી કોઇપણ વસ્તુ નથી, એમ તારા અનુભવમાં આવશે ત્યારે તને ઘણુંજ દુઃખ થશે."

# ભાગ ૧૧.

## અનુભવ.

સંસારમાં ઉપયોગી પડવા યોગ્ય ડહાપણ શીખવાની મુખ્યશાળા અનુભવ છે. અંથાંતરે ગમે તેટલા નીતિ વચનો વાચ્યાં હોય, તોપણ આવેલા પ્રસંગો પાર પાડવાનું ડહાપણ અનુભવવિના આવતું નથી. જગત્માં ઠોકર ખાતાં ઘણા દિવસ સારા લોકોનો સહવાસ રહે ત્યારેજ મનુષ્યમાં સદ્વર્તન કાયમ રહી શકે છે.

સંસારમાં અનેક સંકટો, વિઘ્નો ને મોહક પ્રસંગ આવ્યાવિના સદ્વર્તનનેમાટે દૃઢતા આવતી નથી. એકાંતવાસમાં રહેનારમાં સદ્વર્તનનેમાટે દૃઢતા હોતી નથી, ને અતડા મનુષ્યનું સદ્વર્તન પણ નિરૂપયોગી થઈ પડે છે. પોતાની શક્તિના પ્રમાણમાં શ્રમ કરી સદાચરણમાં કાળ ગુજારવો, ને યથાશક્તિ પરોપકાર કરવો એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે., જેને પોતાના કર્તવ્યકર્મ તરફ દુર્લક્ષ હોય છે, તે જગત્માં હોય કે ન હોય એ બધું સરખુંજ છે. લોકોમાં સહવાસ કરી વર્તન કીધાવિના

પ્રપંચ કે પરમાર્થનું વાસ્તવિક જ્ઞાન થતું નથી, એટલુંજ નહિપણ લોકોમાં ભેગા મળી સદ્વર્તન કીધાવિના મનુષ્યને પોતાની યોગ્યતા પણ સમજાતી નથી. લોકોમાં સહવાસ કરી વર્તવાનો પ્રસંગ આવતો નથી તેણે કરીને મનુષ્ય અભિમાની, હઠીલો ને દુરાગ્રહી, થઇ જેવો હોય છે તેવોને તેવોજ મૂર્ખ રહે છે. પોતાની ખરી યોગ્યતા સમજવી એજ જગત્‌માં મોટામાં મોટું ડહાપણ છે. તે હોવાથી મનુષ્યનું ઘણું હિત થાય છે, અને ન હોવાથી ઘણું અહિત થાય છે. લઢવું, કજીયા, ટંટા કરવા, દ્વેષ રાખવો ઈત્યાદિ સઘળી બાબતોમાં પોતાનું ખરૂં રૂપ ન સમજવું એજ કારણ છે. સ્વરૂપના અજ્ઞાનને લીધેજ મનુષ્ય ભવચક્રમાં પડી અનેક દુઃખ ભોગવે છે. પરંતુ તે જો હું કોણ, મારી યોગ્યતા શી છે? અને કીયા પ્રકારનું વર્તન હિતાવહ છે? વગેરે બાબતોનો વિચાર કરી તે પ્રમાણે વર્તન કરે તો સંસાર સમુદ્રમાંથી સહજે પાર પડશે. આપણી યોગ્યતા શી છે, ને આપણી સ્થિતિ કેવી છે, આપણે કયું કામ કરી શકીશું, ને કયું ન કરી શકીશું, એ સમજવું પ્રત્યેક મનુષ્યને આવશ્યક છે. જેને અનુભવથી ડહાપણ મેળવવું હોય, તેને હમેશાં બીજા કનેથી શીખવું જોઇએ. જેઓને ઘણા દિવસનો અનુભવ છે એવા પોતાના કરતાં અધિક ડાહ્યા મનુષ્યો કનેથી શીખવામાં જેઓ અપ્રતિષ્ઠા માને છે, તેના જેવા બીજાં કોઇપણ મૂર્ખ નથી. અનુભવી મનુષ્યના સહવાસ થકી કંઇપણ ફાયદો થયાવગર રહેતો નથી.

સંસાર એ અનુભવ શીખવાની એક શાળા છે, ને તેમાંના અનેક વિકટ પ્રસંગ એ શિક્ષક છે. એ મનુષ્યને ધાક દે-

ખાડી ઉદ્યોગ, મનોનિગ્રહ, વિપત્કાલે ધૈર્ય, ઐશ્વર્યમાં ક્ષમા, જીતેંદ્રિયતા પરમેશ્વરપર વિશ્વાસ ઇત્યાદિ ગુણો શીખવે છે. તેમનું શિક્ષણ આપણને કઠિન લાગે છે, તોપણ તે શિક્ષણ આપણું હિતકર્તા છે. અનુભવથી એમ સમજાય છે કે કોઈપણ કામ પાર પાડવાને પ્રથમતઃ મનની ઉત્કંઠાની જરૂર છે. મહત્કાર્યને વિઘ્નો આવે નહિ એમ બનવુંજ મુશ્કેલ. સંકટને હઠાવી આગળ ધસે છે તેનેજ ઉત્તમ પુરૂષ સમજવો. કોલંબસે નવીન મહા દ્વિપોનો શોધ લગાડવાનો આરંભ કર્યો ત્યારે નાનાપ્રકારનાં સંકટો તેનીપર આવી પડ્યાં. અજ્ઞાની લોકોએ તેની મશ્કરી કરી; ખલાશીઓએ નિરાશ થઇ તેને સમુદ્રમાં નાખવાનો ઠરાવ કીધો, તથાપિ તેણે પોતાનું ધૈર્ય છોડ્યું નહિ. તેનું ધૈર્ય ને પરાક્રમ અદ્વિતીય હતાં. ઈતિહાસમાં એના જેવો બીજો કોઇપણ વૃત્તાંત મળવાનો નથી. જેમ ઘસ્યાવગર ચંદનનો સુગંધ છુટતો નથી. તપાવ્યાવગર સોનાનું ઉજ્વલરૂપ દેખાતું નથી, તેમજ સંકટો આવ્યા વગર સદ્વર્તનનું ખરૂં રૂપ સમજાતું નથી, સંકટો સહન કરવાં એ સદ્વર્તન પ્રાપ્તિનો અભ્યાસ છે. જન્મથી સઘળી બાબતો વ્યવસ્થિત રહીને જેઓએ મહત્કૃત્યો કીધાં હોય એવા પુરૂષનું ઉદાહરણ જગતના સર્વ ઇતિહાસોમાં એક પણ મળવું મુશ્કેલ. પરંતુ પહેલાં સંકટો, વિપત્તિ, દારિદ્રની પીડા ભોગવી ઉદય પામેલા પુરૂષોનાં ઉદાહરણો હજારો છે. પ્રથમતઃ કાર્ય સિદ્ધિ થવાથી મનુષ્ય તેટલુંજ કામ કરીને આળસુ બની જાય છે, પરંતુ વારંવાર કાર્યઘાત થવાથી અધિક ઉદ્યોગ કરીને વિલક્ષણ મહત્વ પામે છે. આવાં ઉદાહરણો ઈતિહાસમાં પુષ્કળ છે. ખરા પરાક્રમના બીજ ઉપર પરાજયનું

દબાણ પડે ને પુનઃ પુનઃ ધૈર્યનું પાણી સીંચાય તો તેને અંકુર ફૂટ્યા વિના રહેતો નથી. જે પ્રમાણે કેટલેક ઠેકાણે જમીન શેકેલી હોય તો અંકુર જોસથી ફૂટે છે તેજ પ્રમાણે કેટલીક વખતે સંકટોજ મનુષ્યને હાથે મહત્કૃત્યો કરાવવાનાં કારણો થઇ પડે છે. બાળાજી વિશ્વનાથને ધંધાનેમાટે બહારગામ જવું ન પડ્યું હોત તો તેને હાથે મોટાં પરાક્રમ થયાં હોત નહિ. રામ શાસ્ત્રીને યજમાને રોક્યો નહોત તો તેને કાશી જઇ અધ્યયન કરવાની બુદ્ધિ આવી નહોત. રઘુનાથશાસ્ત્રી પર્વતને દુર્દૈવથી કારાગૃહવાસ પ્રાપ્ત થયો ન હોત તો કદાચિત્ તેણે 'ભાષા વિવૃત્તિ' જેવો ઉત્તમ ગ્રંથ લખવાનો ઉદ્યોગ કર્યો નહોત. ઈંગ્લંડમાંના પ્રસિદ્ધ ગ્રંથકારો જૉન્સન, ગોલ્ડસ્મિથ, રેલે, બનિયન વગેરેપર દારિદ્રય ને કારાગૃહવાસ જેવા સંકટો આવી પડ્યાં, તેજ તેમની કીર્તિનાં કારણભૂત થયાં.

ઈંગ્લંડમાં માજી મુખ્ય પ્રધાન ડીઝરાયલી એને વિષે લખેલી એક વાત ઘણી ચમત્કારિક છે. પ્રથમ તેણે પાર્લમેન્ટ સભામાં ભાષણ કીધું ત્યારે તે બોલી શક્યો નહિ તેથી તે પોતાની જગ્યાએ બેસી ગયો. તે વખતે લોકો તેની તરફ જોઈ હસવા લાગ્યા ત્યારે તે બોલ્યો કે તમે આજ મારૂં ભાષણ સાંભળતા નથી, પરંતુ હું કોઇપણ વખતે તે સાંભળવાની તમને ફરજ પાડીશ. ત્યારકેડે તેણે એવો તો ઉદ્યોગ કીધો કે તે આખા ઈંગ્લંડ દેશમાં ઉત્તમ વક્તા તરીકે પ્રખ્યાત થઇ કેટલાંક વર્ષોસુધી રાજ્યનો મુખ્ય પ્રધાન થયો હતો.

ઉદ્યોગ કરવો એજ મનુષ્યનું કર્તવ્ય છે. ઉદ્યોગ કર્યાથી સઘળાઓને એક સરખો જય મળશે એમ સમજવું

નહિ. કેમકે એકંદરે જોતાં જય કરતાં પરાજય વ-ધારે; તથાપિ એટલું તો જરૂરનું છે કે જય મેળવવો હોય તો અધિક ઉદ્યોગ કરવો. ઉદ્યોગનું કામ આલસ્યથી કદીપણ થશે નહિ. જગતમાં સુખી કે દુ:ખી રહેવું એનો આ-ધાર આપણા મનપર રહે છે. મન સંતુષ્ટ રાખીએ તો સર્વત્ર સુખજ છે, અસંતુષ્ટ રાખીએ તો સર્વત્રજ દુ:ખ છે. સજ્જનને દુ:ખ, ને દુર્જનને સુખ, એવા ચમત્કારિક બનાવો જગતમાં પુ-ષ્કળ દેખાય છે; પરંતુ તેમનો પૂર્વાપર સંબંધ આપણા સમજ-વામાં આવતો નથી, માટે પરમેશ્વરપર વિશ્વાસ રાખી સદ્વર્તન-થી ચાલવું એટલુંજ આપણું કર્તવ્ય છે. એમ કરવાથી કોઇનો પણ ભો રહેતો નથી. એટલામાટેજ શાસ્ત્રકાર કહે છે કે " જો તું મનોદેવતાથી ડરતો ન હોય તો એટલે કે જો તે દુષ્ટ કર્મ કીધાં ન હોય તો તને તીર્થયાત્રાએ જવાનું કંઇ કારણ નથી.

સ્ત્રી પુત્રાદિ સર્વ ઐહિક વસ્તુઓ કેવળ જડ દેહને સુખ આપનારી છે. મનુ કહે છે કે :--

नामुत्राहि सहायार्थं पिता माता च तिष्ठतः ॥
न पुत्रदारा न ज्ञातिर्धर्मास्तिष्ठाति केवलः ॥
तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ॥

પરલોકમાં સહાય કરવાને મા, પિતા, પુત્ર, ભાર્યા કે જ્ઞાતિ બાંધવો એમાંનું કોઇપણ આવતું નથી; પરંતુ માત્ર ધર્મ ઉપયોગી પડે છે. ધર્મજ પરલોકમાં સહાયકારી છે માટે હળવે હળવે નિરં-તર ધર્મ સંચય કર.

જેમ નિશ્ચિંત મનુષ્ય દિનચર્યા કર્યાકેડે સ્વસ્થ નિદ્રા સુખ ભોગવે છે, તેમ જે મહાત્મા કામાદિ મોહક રિપુઓનો વિ-

વેક શૌર્યથી પરાભવ કરી સદ્વર્તનયુક્ત રહે છે તે મહાનિદ્રાંતકાળે સ્વસ્થ ચિત્તથી પરમેશ્વર સ્મરણ કરતો જડ દેહનો ત્યાગ કરી પરમાત્માના સાનિધ્યને પામે છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ ગીતામાં એજ કહેલું છેઃ—

अंतकाले च मामेव स्मरन् मुक्त्वा कलेवरम् ॥
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥१॥

આ શ્લોકના ભાવાર્થનો પંડિત શ્રીગટ્ટુલાલજીકૃત ગુજરાતી છંદઃ—

ઉપજાતિ.

સંભારતો એક મને સુધીર,
તજેજ જે અંતસમે શરીર;
તે સર્વથા ઈશ્વર ભાવ ધારે,
એમાં ન સંદેહ રહે લગારે.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠાંક. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૪ | રાખ | ન રાખ |
| ૧૦ | ૨૪ | સવ | સર્વ |
| ૨૬ | ૩ | અભિરૂચીને | અભિરુચિ ને |
| ૩૧ | ૨૨ | મકોડાનો | મટોડાનો |
| ૩૨ | ૨૪ | અથ | અર્થ. |
| ૪૧ | ૨૩ | અસત્યતાથી વર્તે તે | અસભ્યતાથી વર્તે તો |
| ૪૪ | ૭ | સાંભતાંજ | સાંભળતાંજ |
| ૫૦ | ૧૬ | હરવાની | કરવાની |
| ૫૪ | ૨૦ | ચ્ઇછા | ઇચ્છા |
| ૫૭ | ૧૦ | 'કરૂં | કરૂં' |
| ૫૯ | ૧ | તોપગ | તોપણ |
| ,, | ૩ | જા ૦ ઉચેણ | જો ૦ ઉદ્યમ |
| ૬૨ | ૧૯ | ઉચોગ નું | ઉદ્યોગનું |
| ૭૨ | ૧ | આર્થશાસ્ત્ર | અર્થશાસ્ત્ર |
| ,, | ૧૭ | શાક્ત | શક્તિ |
| ૯૧ | ૧૪ | પરિમાણ | પરિણામ |
| ૧૦૪ | ,, | હતી. | નથી |
| ,, | ૧૯ | વગેર | વગેરે |
| ૧૦૫ | ૪ | હોનાથી | હોવાથી |
| ૧૦૮ | ૧૩ | સસક્ષ | સમક્ષ |
| ૧૨૦ | ૮ | જમણા | જમણો |
| ૧૨૪ | ૬ | કર્તવ્યકમ | કર્તવ્યકર્મ |
| ૧૪૩ | ૧૩ | તદન | તદ્દન |
| ૧૪૪ | ૧ | પકડતાં ૦ જતાં | પકડતા ૦ જતા |
| ૧૫૩ | ૨૧ | યોગ | યોગ્ય |
| ૧૫૬ | ૧૨ | એકલામાટે | એટલામાટે |